યુગધર્મ ગ્રન્થમાળા પુ. ૭

# તમને એ નહિ સમજાય

લેખક
મનુ કઃ દેશાઈ.

યુગધર્મ ગ્રંથમાલા—પુ૦ ૭

— મહાત્મા ટૉલ્સ્ટૉય કૃત —

# તમને એ નહિ સમજાય

અથવા

## બાલ-સંવાદો

અનુવાદક.

મનુભાઈ કલ્યાણજી દેશાઈ બી એ

પ્રકાશક

યુગધર્મ ગ્રન્થમાળા અમદાવાદ.

વ્યવસ્થાપક

ગૂજરાત સાહિત્ય મંદિર

અમદાવાદ.



મા નટવરલાલ મૂળચંદે છાપી
અને
ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે
રીચીરોડ અમદાવાદથી
પ્રગટ કરી



આવૃત્તિ પહેલી    સંવત ૧૯૮૨



મૂલ્ય

| ગ્રન્થમાળાના ગ્રાહકોને | છૂટક |
|---|---|
| ૦-૬-૦ | ૦-૧૦-૦ |

આ ગ્રન્થમાળાને લગતો પત્ર વ્યવહાર નીચેના શરનામે કરવો

ગૂજરાત સાહિત્ય મંદિર
રીચીરોડ—અમદાવાદ.

# નિવેદન.

આ પુસ્તકથી યુગધર્મ ગ્રન્થમાળાનુ વરસ પુરૂ થાય છે ગ્રન્થમાળાના એક વરસના ગાળામા ઘણો કાળ ગયો છે, પરતુ આ વિલબ માટે ઘણા વ્યાજબી કારણો છે

હવેથી ગ્રન્થમાળા નિયમિત ચાલે તે માટે એક ખાસ યોજના કરવામા આવી છે એટલે હવે પછીના ગ્રન્થો નિયમિત પણે પ્રકાશીત થશે આ વરસથી લવાજમમાં પણ ખાસ ઘટાડો કરવામાં આવ્યો છે.

ગ્રન્થમાળા માટેના મનોરથો, આ ગ્રન્થમાળાની ખાસ વિશે-ષતા, વગેરે જાણવા માટે પાછળના પૃષ્ઠ પર આપેલી હકીકત વાચી જવા વાચકને ખાસ આગ્રહ છે

વ્યવસ્થાપક.

સુપ્રસિદ્ધ

# યુગધર્મ ગ્રન્થમાલાના નિયમો

આ ગ્રન્થમાળામાંથી પ્રકાશિત થતા ગ્રંથો બહુ સાવધાનીથી અને વિચારપૂર્વક પસંદ કરેલા હોય છે અત્યાર સુધીમાં બ્હાર પડેલ દરેક ગ્રન્થની પ્રસિદ્ધ સમાલોચકો અને વિદ્વાનોદ્વારા પ્રશંસા થયેલી છે પુસ્તકોનો વિષય, ભાષા અને છપાઇ બધી રીતે ઉત્તમ હોય છે

**કેટલીક વિશેષતાઓ —**

( ૧ ) ગુજરાતમાં જે જે ભાગમાં–સમાજમાં, જ્ઞાતિમાં, સાહિત્યમાં, ધર્મમાં અને દરેક જીવનમાં જે જાતનો ઉંડો સડો પેઠેલો છે, જેણે આપણને કોતરી કોતરી નિર્જીવ બનાવ્યા છે તે તે જાતના પ્રશ્નો પર બહુજ વિચારપૂર્વક ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે અને આવશે

( ૨ ) બીજી ભાષાઓમાં જે જે મહાન્ વ્યક્તિઓએ જે જે વિષય પર ગ્રન્થો લખ્યા હોય છે તેમાંથી આપણને ઉપકારક થઇ શકે તેવા ગ્રન્થોના અનુવાદોની પસંદગી વિદ્વાન સાહિત્ય–રથીઓની મદદથી કરવામાં આવે છે યુરોપમાં નોબલ પ્રાઇઝો મેળવીને અમર થઇ ગયે લાઓમાંથી ખાસ ખાસ ઉત્તમ ગ્રન્થોને ચુંટી આપવામાં આવે છે

( ૩ ) વરસ દરમ્યાન છપાતા ગ્રન્થોમા ખાસ વિવિધતા રાખવામા આવશે વાર્ષિક આઠદશ પુસ્તકોમા ધાર્મિક, રાજનૈતિક, સ્ત્રી વિષયક, બાળ વિષયક, મહાન પુરૂષોના જીવન ચરિત્રો વગેરે આપવામા આવશે

( ૪ ) પુસ્તકોની પસદગીમા એકદમ વિદ્દ્ભોગ્ય કે હલકટ સાહિત્યને સ્થાન નહિ અપાય, પરતુ ઉદારભાવવાળુ, માનવચરિત્રને ઉન્નત કરવાવાળુ અને દરેકે દરેક વાચકને કઇક ઉપયોગી નિવડે તેવા જ સાહિત્યની પસદગી થાય છે

( ૫ ) અત્યાર સુધીમા પ્રસિદ્ધ થયેલા ગ્રન્થોમાથી કેટલાયે ગ્રન્થની ટુક મુદતમા બે બે ત્રણ ત્રણ આવૃતિઓ થઇ ગઇ છે આ ઉપરથી સમજાશે કે સાહિત્યની પસદગી પર કેટલુ ધ્યાન અપાય છે

( ૬ ) ગ્રન્થોના કાગળ, છપાઇ, બાઇન્ડીગ, વગેરે સુદર હોય છે

( ૭ ) ગ્રન્થમાળાના ગ્રાહકોને અમારે ત્યા મળતા દરેક પુસ્તકો પર સહુથી વધારેમા વધારે કમીશન આપવામા આવે છે

( ૮ ) આવી ગ્રન્થમાળાના ગ્રાહક થવાથી વાર વાર સામાન્ય પુસ્તક પર ચઢતા ચાર આઠ આના વી પી ખર્ચના નહિ ભોગવવા પડે

# અનુક્રમણિકા.

It is said that what is hidden from the wise is revealed to babes

—*Tolstoy*

Baby knows all manner of wise words though few on earth can understand their meaning

—*Tagore*

Mighty Prophet ! Seer blest !
On whom those truths do rest,
Which we are toiling all our lives to find,
In darkness lost, the darkness of the grave

—*Wordsworth*

From the Boy there came
Feelings and emanations-things which were
Light to the sun and music to the wind.

—*Wordsworth.*



શ્રી ______________________________ ને

પરમ પ્રેમપૂર્વક

ભેટ.

______________________________ તરફથી

કાઉન્ટ ટૉલ્સ્ટૉયને આપણે એક સમર્થ વિચારક ને સંસાર-ફિલ્સુફ સન્ત તરીકે ઓળખીએ છીએ પણ એ સાધુ પુરૂષે નવલકથા ને નાટકો લખ્યા છે એ જાણી કંઇક આશ્ચર્ય થાય છે અને એથી વધુ આશ્ચર્યની વાત તો એ છે કે જીવન-લીલા સંકેલી લેવાને સમયે એમને નાટકો લખવાનું સૂઝ્યું ને તે યે સેન્સરશિપના કડક જાપતા નીચે ! પોતાની કલાના આવિર્ભાવ માટે જો શરૂઆતથી જ એમણે સાહિત્યનું એ અંગ પસંદ કર્યું હોત અને તે સમયે રશિયન રંગભૂમિ પર સરકારી અંકુશની ભયંકર તરવાર લટકતી ન હોત તો આ મહાત્મા માત્ર રશિયામાં જ નહિ પણ સારી દુનીઆમાં અર્વાચીન સમયના કદાચ સૌથી મહાન નાટકકાર તરીકે ખ્યાતિ મેળવત એમના છે એવા નાટકો યે કોઇ કોઇ સ્થળે તો મેટર્લિંક કે ઇબ્સનના પણ સર્વોત્તમ પ્રવેશોને ચઢી જાય એવા છે

એ નાટકો ઉપરાંત મૃત્યુ પહેલા બેજ વર્ષ પર, એટલે લગભગ ૮૧ વર્ષની વૃદ્ધ વયે બાલજીવનના આ ટૂંકા પ્રવેશો—The Wisdom of Children—પણ ટૉલ્સ્ટૉયે લખ્યા છે સને ૧૯૦૯ ના જાન્યુઆરી માસમા વિયેનાના કોઇક પત્રમા છપાયલો, બાળક અને તેના વડિલ વચ્ચેનો એક સંવાદ એમના વાચવામા આવ્યો તેમા ઘણા જ ગંભીર

વિચારો અતિ સાદા સ્વરૂપમા લેખકે રજુ કર્યા હતા તે સવાદ એમને બહુ જ પસદ પડચો ને તરત જ એમણે તેનુ ભાષાન્તર પણ કર્યું પછી તેવા જ બીજા સ્વતત્ર સવાદો રચી તેમા પોતાના પ્રાણપ્રિય સિદ્ધાતો ગૂથવાનુ એમને મન થયુ અને પોતે લખવા ધારેલા સવાદો માટે ત્રીસેક વિષયોની યાદી પણ એમણે બનાવી પરન્તુ કમનસીબે એમાના વીસ જ એઓ પૂરા કરી શક્યા ને તેમાના પણ કેટલાક તો અસ્વસ્થ પ્રકૃતિને લીધે ફરી જોઇ શકાયા નહિ એટલે માત્ર ટાચણ રૂપે જ રહ્યા છે

તે છતા એ મહાન લેખકની પ્રતિભા એમા પણ છૂપી રહી શકી નથી આ ન્હાના ન્હાના સવાદોમા બાલહૃદયનુ સાચુ પ્રતિબિબ પડેલુ વાચકને દેખાશે, બાલજીવનની કુતૂહલતા એમા તરવરે છે મોટેરાઓને જે સહજ ને અતિ સામાન્ય લાગે છે તે એમને મન વિશ્વક્રમથી વિપરીત જણાય છે એમના સાદા, સ્વાભાવિક પ્રશ્નોની અર્થસૂચકતા આપણને ગભીર સત્યોનુ સચોટ ભાન કરાવે છે, ને છતા "તમને એ નહિ સમજાય, મોટા થશો ત્યારે સમજશો" એમ કહી આપણે તેમને ચૂપ કરવાનો પ્રયત્ન કરીએ છીએ! વર્ડ્ઝવર્થ બાળકોને દૃષ્ટા ને તત્ત્વજ્ઞાની કહે છે તે અહી યથાર્થ લાગે છે કવિવર ટાગોરે એમને આપેલી મહત્તા પણ અહી જ સમજાય છે આપણા કવિએ કહેલા 'પ્રભુના પયગમ્બર' પણ આપણે એમને આ સવાદોમા અનુભવીએ છીએ એ

બાલજ્ઞાનમાથી ગે વૃત્તિ હોય તો આપણે ઘણુ શિખી શકીએ

એ ઉપરાત બીજી એક રીતે પણ આપણને આ સવાદો ઉપયોગી છે લાબા, અનુભવપૂર્ણ જીવનને અન્તે ટોલ્સ્ટોયે જાળવી રાખેલા આર્થિક, રાજકીય, નૈતિક, ધાર્મિક ને સામાજિક પ્રશ્નો વિશેના પોતાના પાકટ ને ઘડાયલા મતો ઘણા જ સરળ છતા આકર્ષક રૂપમા એમણે અહી સઘર્યા છે ટોલ્સ્ટોયના એ અભિપ્રાયો અમુક અશે આજના આપણા ગાંધી—યુગના પણ સિદ્ધાતો બન્યા છે એટલે પોતાના પરિચિત વિચારો આમ સવાદ રૂપે યોજાયલા ગુજરાતી વાચક વર્ગને ખાસ ગમશે એમ ધારી એનુ આ રૂપાન્તર કર્યુ છે આપણા જીવનને અનુકૂળ બનાવવા માટે મૂળમા કેટલાક ફેરફારો કરવાની મે છૂટ લીધી છે ને હુ ધારૂ છુ કે તે ક્ષમ્ય જ ગણાશે ભાષા સવાદો જેટલી જ સાદી ને સરળ વાપરવાનો પ્રયત્ન કર્યો છે, અને જોડણીમા પણ એ જ લક્ષ્ય રાખ્યુ છે

—બાકી તો પછી ભાષાન્તર તે ભાષાન્તર મૂળ રશિયન પુસ્તક, તેનુ અગ્રેજીમા ભાષાન્તર થાય અને એ અંગ્રેજી કાચમાથી કિરણો ઝીલી આપણે દીવા પ્રકટાવવા મથીએ એ પ્રયત્નો કેવાક હોય વારૂ ? એવા સજોગોમા તો વાચકે ઘણુ ઘણુ કલ્પી લેવુ પડે અને ઘણી વાતોમા છૂટ મૂકવી પડે

સોનીફળીઆ, સુરત }
જાન્યુઆરી ૧૯૨૫ } મનુભાઈ કલ્યાણજી દેસાઇ.

## આ સંવાદો:

યૂરોપની નવી સંસ્કૃતિની ભરતી હિન્દમાં આવી ત્યાર પછી ધીરે ધીરે આર્ય સંસ્કૃતિને નામે ઓળખાતી આપણી જીવનભાવનાઓ ખોટી ગણાવા લાગી, અને યૂરોપ લઇ જાય ત્યાં જગતની સાથે આપણે પણ ચાલવા માંડયું પણ જ્યારે યૂરોપની સંસ્કૃતિનું પ્રાણસત્વ ખૂટયું—અથવા વધારે સ્પષ્ટતાથી જોઇયે તો—યૂરોપની પ્રવૃત્તિ પર ચઢાવેલો સોનેરી ઢોળ ઉતરવા માંડયો ત્યારે જગત થંભી ગયું ને પાછું જોયું ત્યારે તેણે જાણ્યું કે સૈકાઓની ત્હેની મુસાફરી ભૂલી પડી હતી યૂરોપનો જડવાદ પ્હેલાં જેટલો આજે એને મુગ્ધ નથી કરતો, ને એની ધમાચકડીથી હવે એને થાક ચઢવા માંડે છે આ દશા થઈ ત્યારે દરેક દેશ પોતપોતાના ભવિષ્યને ઘડવા મંડી પડયો, ને હિન્દમાં પણ બે મ્હોટા ભાગો પડયા એમાંનો એક, જેટલા વેગથી નવી સંસ્કૃતિ તરફ ધસ્યો હતો

તેટલા જ વેગથી જૂની હિન્દુ સંસ્કૃતિને વળગી રહ્યો છે ને સેંકડો વર્ષ 'હેલાની સમાજવ્યવસ્થા અને જીવનવ્યવસ્થાને ઈ સ ૧૯૨૫મા સજીવન કરવાની અભિલાષા રાખે છે બીજા ભાગના લોકો આજે પણ યૂરોપની સંસ્કૃતિને, યૂરોપના આચારવિચારોને, એની સંસ્થાઓને અને એની જીવન-પધ્ધતિને સંપૂર્ણ અને સર્વોત્તમ માને છે હિન્દ અને યૂરોપ બેઉની પુટભંડાળ સંસ્કૃતિના હિમાયતીઓ આ સંવાદોમા રજૂ કરેલા મુદ્દાઓના શા ઉત્તર આપે છે એ જોવાનુ છે મ્હને તો લાગે છે કે મોડા વ્હેલા-હજી બીજા અખતરાઓ કરી દુનિયા થાકે ત્યાર પછી પણ-માણસે નવેસરથી નવી જ બારાખડી શિખવી પડશે

* * *

એક દિવસ હુ આ સંવાદો વાચતો હતો ત્યારે ધમ-પછાડ કરતી મ્હારી મિત્ર ક્રી—આવી ચઢી મે ઉચા મૂકેલા કાગળો તેણે જોયા, 'શુ છે?' કહીને લીધા અને વાચવા માડયા અને હુ ત્હેને જોતો બેઠો એક જરાક ગમથી અર્ધ ક્ષણમા ત્હેના તોફાન ઓસરી ગયા ને વિપળ પ્હેલા તે આવી ત્યારે જે ઉત્સાહ અને સુરખિ જણાતા હતા તે જતા રહ્યા ત્હેના મ્હો પર માત્ર વિશાદની ઘેરી છાયા પ્રસરી રહી અને

હસ્તપ્રત એણે ઉચી મૂકી ત્યાર પછી પણ થોડો વખત એ વગર બોલ્યે વિચારમા જ બેસી રહી ત્યારે મ્હારી ખાતરી થઇ કે વૃદ્ધ ટૉલ્સ્ટૉયની મહેનત અફળ તો નથી ગઇ થોડી વારે કી—એ પૂછ્યુ

"આ બાળકો ખરુ કહે છે, નહિ? આપણે બધા ઉંધા જ જઇયે છિયે"

ઉત્તર આપવાની જરૂર ન્હોતી એટલે મે કઇ કહ્યુ નહિ તેણે તરત જ પૂછ્યુ

"ત્યારે આપણે આ જીર્ણ મન્દિર શા સારૂ ટકાવી રહ્યા છિયે? આ બાળકો કલ્પી શકે છે એટલુ પણ આપણે કરી ન શકીએ?"

મે જોયુ કે કી—ખરા અતરથી પૂછતી હતી, નવા વિચારોના પૂરમા એ બિચારી તણાતી હતી મે કહ્યુ

"જુઓ, એમ ઉતાવળે કે આબા નથી પાકતા Utopia ને ભાવનાસૃષ્ટિઓ તો ઘણી લખાઈ છે અને એવી સ્વપ્નસૃષ્ટિઓ હજી બીજી ઘણી યે રચાશે, પણ એને જીવનમા ઉતારવી એ સ્હેલુ નથી"

"કેમ?" તેણે પૂછ્યુ "એમા શુ અઘરૂ છે?" પ્રતનુ

પાન ફેરવી તેણે કહ્યું "આ રમા પૂછે છે કે 'ભલા થઇએ, ગુસ્સો ન કરીએ ને સાથે વાસીદુ વાળતા ને વાસણ માજતા યે શિખીએ એમ ના થાય!'–એમા તમને અશક્ય શુ લાગે છે? દરેક માણસ સ્વાશ્રયી થાય એમા વળી સ્વપ્નો તમને ક્યા જણાયા?"

મ્હારે જરા બેઠા થવુ પડયુ "એમ નહિ, જુઓ, એ એકલી વાસણ અજવાળવાની વાત નથી એમા આપણી આખી વ્યવસ્થા આપણે બદલવી પડે આજે એક દારૂડિયો, બીનઅક્કલ, કદરૂપો માણસ ઘરનો વડિલ હોય અને તે કોડી કમાતો ન હોય છતા ત્હેને મોજશોખ કરવાનો વડિલ તરીકેનો હક્ક આપણે આપ્યો છે, અને ત્હેની અથવા ત્હેના ન્હાના ભાઇની વહુ રૂપ, ગુણ અને ભણતર–સૌમા ત્હેના કરતા ચઢિયાતી હોય છતા તેણે પેલા વાસ્તે વ્હેતરૂ કરવુ જ જોઇએ તે કોડી કમાતો નથી અને કદરૂપો છે–પણ તે વડિલ છે! આપણે એને વાસણ અજવાળવાનુ કહીયે તો એટલુ જ નથી કહેતા પણ વડિલ મટી જવાનુ કહીયે છિયે, અને આટલુ કરીયે તો આજનુ આપણુ સંસાર–મન્દિર તરત પડી જશે પછી વિનય અને વિવેક નહિ રહે, શિષ્ટાચાર નહિ રહે, એકત્ર કુટુબની ભાવના નહિ રહે, આર્યત્વને નામે ઓળખાતા અનેક

આચરણોની પરંપરા નહિ રહે ટાગોરના અચલાયતનમા એક "અણસમજુ" નિશાળીઓ સેકડો વર્ષથી બંધ રહેલી બારી ઉઘાડે છે ને અચલાયતનમા જે કોલાહલ મચી રહે છે તે આપણી સમાજમા અને આપણા જીવનમા પણ થશે "

સ્ત્રી—સોત્કંઠ સાભળી રહી હતી તે બોલી ઉઠી "પણ છતા તે પછી આપણે વધારે સાચા અને સુન્દર માણસો તો થશુ ને?"

"તે તો આપણે નવી પધ્ધતિ કેવી રચીયે છિયે તે પર આધાર રાખે છે આજની હિન્દુ અને યૂરોપી બેઉ પધ્ધતિઓ તો આજ સુધીમા ખોટી ઠરી છે અને એથી વધારે સરસ યોજના શોધવી એ કૈં રહેલુ નથી, દાખલા તરીકે આ બાળક કહે છે કે—

'બીજાઓથી ભૂલ થાય છે તો ખોટી ખોટી સજા શુ કામ કરતા હશે? એમ જ કરવુ જોઇએ કે ગુન્હેગાર હોય તેને પરમેશ્વર સજા કરે'

આ ખરૂ, પણ પરમેશ્વરને આપણા અનારોગ્ય શહેરોમા આપણે કેવી રીતે તેડી લાવીયે? દુનિયામા માણસો વસે છે, પરમેશ્વર નથી વસતા એટલે માણસોજ ત્હેનો કાર્યક્રમ યોજે છે, અને માણસ અપૂર્ણ છે એટલે એના

કાર્યો પણ અપૂર્ણ છે અને રહેવાના "

"પણ" કી—એ કહ્યુ "એથી કઇ ગમે એવી અપૂર્ણતાને ટકાવવી? જેટલી વધારે સપૂર્ણતા અથવા ઓછી અપૂર્ણતા મનુષ્ય મેળવી શકે એટલી તો મેળવવી ને?"

"હા, અને તેથી જ ટોલ્સ્ટોયે આ સવાદો લખ્યા છે, અને એ દિશામા હવે થોડા ઘણા પ્રયત્નો પણ થાય છે. દાખલા તરીકે નાનુ પૂછે છે કે

'પણ તેથી બધા દેશો જૂદા શા માટે? આપણે ભેગા હોઇએ તે ઠીક નહિ?'

આજ દિશામા લીગ ઓફ્ નેશન્સ અને એવી આતરરાષ્ટ્રીય પ્રવૃતિઓ શરૂ થઇ છે"

કી—એ કહ્યુ "એ દેશો એક થતા હજી કેટલી વાર લાગશે?"

"તે તો કોણ જાણે" મે કહ્યુ "કદાચ પાચ-દશ વર્ષ, કદાચ બે-ચાર સૈકાઓ, અને કદાચ—કદાચ કદી નહિ!"

"કદી નહિ?" કી—બોલી ઉઠી

"હા, કદાચ કદી નહિ કદાચ કોઇ નેપોલિયન ને કૈસરથી વધારે ચઢિયાતો નરકેસરી જન્મે અને તેની મહેચ્છાનો વિસુવીઅસ ફાટે તો કદાચ કદી નહિ"

"ત્યારે લીગ ઓફ નેશન્સ–ને એ બધા તો નકામા! એનુ શુ કારણુ?"

આપણા સસાર અને આ સવાદોના વડિલો પેઠે મ્હને પણ ક્હેવાનું મન થઇ ગયુ કે "ત્હમને એ નહિ સમજાય," પણ ફી—ની વાત જ જૂદી છે મે જેમ તેમ ઉત્તર આપ્યો

"કારણ—કારણ કે એ બધા પ્રયત્નો દેશો અને પ્રજાઓને બ્હારથી અને ઉપરથી જોડવાના પ્રયત્નો છે આ સવાદના બાળકો પેઠે પ્રજાઓ એક સાથે રહે એ માટે તો આપણા વિચારો અને આપણી માન્યતાઓ, આપણા નીતિ શાસ્ત્રો અને આપણા ધનશાસ્ત્રો સૌ ભુસી નાખવા પડે માણસ જાતમા નવી બારાખડી શિખવા જેટલું બાળપણ કે ઘડપણ આવશે ત્યારે કદાચ આપણે વધારે સાચા, વધારે સુખી અને વધારે સુન્દર થઇશુ"

હુ બોલી રહ્યો એટલે ફી—ઉઠીને જતી રહી, અને મે આનદ અને વિનોદના બે-ત્રણ કલાકો હાથે કરી ગૂમાવ્યા!

*　　　*　　　*

આ સવાદોમા આપણે અત્યાર સુધી સ્વીકારેલી સંસ્થાઓ (Institutions) અને માન્યતાઓ કૃત્રિમ,

અર્થરહિત અને બીનપાયેદાર છે એવી દલીલ છે. આપણે બે-ત્રણ સવાદો જોઇએ

એક શ્રીમત માણસને ત્હેનો પુત્ર પૂછે છે

"ભાઇ, આપણે તો કઇ કામ નથી કરતા અને છતા આપણી પાસે તો આટલા બધા પૈસા છે એમ કેમ ?"

બધા વડિલો કરે છે તેમ આ બાળકનો પિતા, "તને એ નહિ સમજાય" ના સસારજૂના સૂત્રથી એની સમજાવટ સાધી લે છે પણ એ બાળકની ગેરહાજરીમા પણ વિચારીયે તો શુ એમ નથી લાગતુ કે એ "અણસમજુ" બાળક ખરેખર એક ઉપયોગી વાત કહી ગયો?–કે એ પ્રશ્ન આપણા સમાજ–શાસ્ત્રની અને આપણી સમાજ-વ્યવસ્થાની અપૂર્ણતા જ બતાવે છે ? અને એક બીજા પ્રસગે એક બાળક કહે છે કે

"હુ મ્હોટો થઇશને, રામજી, ત્યારે આપણે મારા ખેતર વહેચી લઇશુ બધ્ધાના સરખા ભાગ પાડી નાખીશુ. હ કે!"

—આ વિચાર માત્ર સિદ્ધાત તરીકે સ્વીકારીએ એટલી પણ સચ્ચાઇ ને વિશાલહૃદયતા આપણામા રહ્યા નથી

પણ ઘણાને આ તો નર્યો સમાજવાદ લાગશે. આપણે વધારે બીનતકરારી વિષયો ઉકેલીયે.

એક સ્થળે એક બાળક કહે છે કે

"ત્યારે જેઠાને યે પરમેશ્વર જ સજા કરે તો શું ? બીજા-ઓથી ભૂલો થાય છે ત્યારે તેઓ ખોટી ખોટી સજા શું કામ કરતા હશે ? એમ જ કરવું જોઇએ કે ગુન્હેગાર હોય તેને પરમેશ્વર સજા કરે."

અનેક ન્યાયશાસ્ત્રવિશારદ પંડિતોએ આટઆટલી મહેનત પછી તૈયાર કરેલી અને સૈકાઓનો ચારણીથી ચળાયલી આપણી ન્યાયપદ્ધતિ ચિઠ્ઠીઓ નાખી માળોમાળ ચુકાદો મેળવી લેવાની જંગલી અથવા બાળકોની રીત કરતા નબેતર છે એ શું સાચું નથી ? આપણી અને આપણી દોષરહિત ગણાતી પદ્ધતિઓની અપૂર્ણતા આથી જ સિદ્ધ નથી થતી ?

સ્વદેશ વિશે એક બાળિકા પૂછે છે

"પણ હું એ જ પૂછું છું કે બધાના રાજ જુદા કેમ ?"

તેનો મ્હોટો ભાઈ ઉત્તર આપે છે

"કારણ—કારણ કે હરેકને પોતપોતાનો દેશ વ્હાલો હોય આપણે રમતી વખતે ભેગા થઇએ તે ઠીક પણ આ કે રમત નથી, આ તો રાજ કરવાની વાત છે"

ત્યારે પણ બિચારી બાપા તો કહે છે

" ના, મને એ નથી સમજાતુ આપણે બધા એક-ઠા જ કેમ નહિ ? "

—ને મ્હોટા ભાઇ કહે છે

" હમણા નહિ તો મોટી થશે ત્યારે સમજાશે."

કેટલા મ્હોટાઓ આ સમજે છે—કે સમજાની શકશે?

—અને આપણે આપણી માન્યતાઓ અને સંસ્થાઓને સંપૂર્ણ માનીયે છિયે એટલુ જ નહિ પણ એ વિષે શંકા કર-નાર અજ્ઞાન છે એમ પણ આપણે ખુલ્લે મ્હોએ કહી શકીયે છિયે એક બાળક માતાને પૂછે છે

" પણ બા, ખોટી વાત કઈ ને ખરી વાત કઇ તે કેમ સમજાય ? "

ત્યારે "બા" કહે છે

" ધર્મ પર આસ્થા રાખીએ એટલે એની મેળે સમજાય "

બાળુ પણ ધર્મ એટલે શુ ?

બા ધર્મ એટલે . પણ આપણને મોડૂ થાય છે જા, બાપુને કહી આવ કે અમે મન્દિરે જાઇએ છીએ તે તમે ઘરમા બેસજો

એક બીજો પ્રસંગ લઇએ

વિનોદ :કોઇ વખત પણ શા માટે ફાસી દેવાવી

જોઇએ ? આપણે કોઇને મારી નાખીએ તે પાપ નહિ !

પ્રોફેસર: હા પણ તેમા કાઇ નહિ

વિનોદ કેમ ? કઇ નહિ કેમ ? એ બેમા ફેર શો ?

પ્રોફેસર: ફેર તો ખરોસ્તો પણ તને તે શી રીતે સમજાશે ? દાખલા તરીકે લડાઇમા એક સિપાઇ બીજાને મારી નાખે તે ચાલે તેમ જ ગુન્હેગારને ફાસી દઇએ તે પણ પાપ ન કહેવાય

વિનોદ: પણ આપણે તેમને મારી આપી ન્હાવા ન જોઇએ ? તે દિવસે તમે જ ન્હોતા કહેતા કે આપણે પ્રાણી માત્રને ચ્હાવા જોઇએ

પ્રોફેસર: એમ થઇ શકે તો તો સારુ જ તો પણ એમ હમેશા કયા થઇ શકે છે ?

વિનોદ: કેમ ન થઇ શકે ? ગુન્હેગાર તે પ્રાણી નહિ ?

પ્રોફેસર: કારણ–કારણ કે એમ બની શકે નહિ.

* * *

આ ઉપરથી લાગશે કે બાઇબલમા કહ્યું છે તેમ આ સંવાદોમા ટોલ્સ્ટોયે Out of the mouth of babes and sucklings has he established strength –બાળકો અને બચ્ચાઓના મ્હોમાથી એણે સનાતન સત્યો

રજુ કર્યા છે

પ્હેલી દ્રષ્ટિએ આ સંવાદો બાળકો માટે લખાયેલા હોય એમ લાગે છે, અને બાળકોને ત્હેમાં ખૂબ મઝા પડે એવા તે છે પણ ખરા અમારી ઓળખાણનાં દશ-બાર બાળક-બાળિકાએ તે રસભેર વાચ્યા કે સાંભળ્યા છે અને બીજા બાળકો પણ એ બાળકોથી ખાસ જૂદા ન હોય તો બધા જ બાળકોને તે ઘણા ગમશે મ્હારું ચાલે તો કેળવણીની સંસ્થાઓ મારફત ગુજરાતના દરેક બાળકને આ પુસ્તક પહોંચતું કરૂં

ઉપર કહ્યું તેમ આ સંવાદોનું સ્વરૂપ બાળસાહિત્યનું છે, એથી જ થોડા વખત ઉપર મ્હારા મિત્ર મનુભાઇએ મ્હને કહ્યું કે એમણે The Wisdom of Children નું ભાષાન્તર કરવા માંડ્યું છે ત્યારે મ્હને હસવું આવ્યું હતું તે એમ કે દુનિયાથી પરવારી ચુકેલા ૮૦ વર્ષના સાંધુ જેવા ટોલ્સ્ટોયને બાળકોના ડહાપણ વગર જગતને બીજું કહેવાનું હોય પણ શું ?—મે એમ માની લીધેલું કે આ સંવાદોમાં બાળકોની સૂરજ ચાંદા જેવી નિર્દોષ પણ નિર્જીવ કલ્પનાઓ માત્ર હશે તે પછી મને આની હસ્તપ્રત આપવામાં આવી, કોઇ

બીજા તરફથી તે મળી હોત તો બે-ત્રણ દિવસ પછી " સુન્દર છે, છપાવો " કહી વગર વાચ્યે કે આપણા ઘણા અવલોકનકારો કરે છે તેમ ઉપર ટપકે નજર ફેરવી મે તે પરત કરી હોત પણ મનુભાઇ આગળ તેમ ચાલે એમ ન્હોતુ એટલે મ્હારી ભૂલ સુધારવાનો પ્રસગ મ્હને મળ્યો-આપવામા આવ્યો મે આ સવાદો વાચવા માડયા અને હુ માનું 'છુ કે ટાગોરના "ક્રેસન્ટ મૂન" અને " પોસ્ટ ઓફિસ" ગુજરાતમા જાણીતા થયા ત્યાર પછી એટલે આશરે દશ-બાર વર્ષના આ ગાળામા આવુ અસામાન્ય પુસ્તક પ્રકટ થયુ મ્હારી જાણમા નથી હુ માનુ છુ કે એના આ સુન્દર ભાષાન્તરથી મનુભાઇએ ગુજરાતની સારી સેવા કરી છે

અમદાવાદ

જાન્યુ ૧૯૨૫

બટુ ઉમરવાડિયા.

પ્રભુવિહોણા જનકુલમાં
બાલક પ્રભુના પયગમ્બર છે
જડ જેવા પૃથ્વીને પાટલે
બાલક ચેતનના ફૂવારા છે.

ન્હાનાલાલ કવિ

# મિલકત.

[ રામજી સુથાર ઝરૂખાનો કઠેરો સમો કરે છે ઘરના માલિક જનાર્દનનો સાત વરસનો છોકરો મધુકર પાસે ઉભો ઉભો જુએ છે ]

**મધુકર**

(મનમાં) કેવું સારૂં કામ કરે છે ? (મોટેથી) સુથાર તારૂં નામ શું ?

**સુથાર**

રામજી

**મધુકર**

રામજી, તું કેવો સરસ કઠેરો બનાવે છે ?

**સુથાર.**

સરસ જ બનાવવો જોઈએને ભાઈ, ખરાબ શું કામ કરીએ ?

મધુકર

તે રામજી તારા ઘરમા આવો ઝરૂખો છે ?

સુથાર

અરે મારા ઘરમા તો એવો ઝરૂખો છે—એવો ઝરૂખો છે કે તેની આગળ આ તો કઈજ વિસાતમા નહિ ! પણ મારા ઝરૂખાને કઇ આવો કઠેરા નથી, હ. ઝરૂખામા પગ મૂકયો કે ભસ્મ થઇને ભૂસ્કો !

મધુકર

જા, જા રામજી, તુ તો મશ્કરી કરે છે ખરૂ કે'ની તારે ત્યા ઝરૂખો છે ?

સુથાર

નારે ભાઇ, અમારા જેવાને ત્યાં તે વળી ઝરૂખો હોય ? રહેવાને ઘરૂ મળે છે તેજ ઇશ્વરનો પાડ છેને ! છાપરૂ ભાગી ગયુ છે તે યે કે દા'ડાનો સમારવાનો વિચાર કરૂ છુ છતા થતુ નથી !

મધુકર

કેમ, નથી કેમ થતુ ? તુ અમને તો બધુ સઘુ કરી આપે છે ને તારે માટે જ નથી થતુ !

સુથાર

હા. તમારે માટે મારાથી કામ થાય પણ

મારે માટેજ ન થાય

મધુકર

પણ કેમ ન થાય ?

સુથાર.

તે તને નહિ સમજાય. મોટો થઇશ ત્યારે સમજાશે તમારે માટે મારાથી બધુ થઇ શકે પણ મારે માટે કઇ યે ન થાય

મધુકર

પણ એમ કેમ ?

સુથાર

કારણ કે છાપરૂ બનાવવા લાકડા જોઇએ ને તે ખરીદવા મારી પાસે પૈસા નથી તેથી તો હુ તમારે ત્યા કામે આવુ છુ. તુ બાપાજીને કહેજે કે મને વધારે રોજ આપે એટલે હુ બજારમાથી લાકડા વેચાતા લઇ આવીશ ને છાપરૂ સમારીશ

મધુકર

પણ તારૂ ખેતર નથી ? અમે તો અમારા જગલમાથી કે ખેતરમાંથી લાકડાં મગાવીએ છીએ !

સુથાર

ના ભાઇ, અમારા ગરીબ લોક પાસે વળી જંગલ

અને ખેતર કેવાં ?

મધુકર

હે ! તારી પાસે એક પણ ખેતર નથી ? અમારા તો એટલા બધા ખેતર છે કે બાપાજીથી તે સચવાતા પણ નથી ને એથી કટાળી જાય છે !

સુથાર

એજ જોવાનુ છે ને ! તમારી પાસે વધારે જમીન છે તેનું તમને દુખ છે ને મારી પાસે ટુકડો સરખો યે નથી પણ હવે મને મારૂ કામ કરવા દે, નહિ તો બાપાજી આવી વઢશે

(સુથાર કામે વળગે છે મધુકર વિચારમા પડે છે થોડીવાર પછી)

મધુકર

હુ મોટો થઈશને, રામજી, ત્યારે આપણે મારા ખેતર વ્હેચી લઇશુ બધ્ધાના સરખા ભાગ પાડી નાખીશુ હકે !

સુથાર

ત્યારે તો વ્હેલો વ્હેલો મોટો થઇ જા નહિ તો કદાચ—અરે, પણ મારી ફરસી મે કયા મૂકી

## ધન.

[ સર શ્રીજમોહનદાસ અને વિમળા શેઠાણી બંગલાના ઓટલા પર ખુરશી નાખી બેઠા છે છ વરસનો કાન્તુ પાસે રમે છે એટલામા રસ્તે જતો ભિખારી તેમને જોઇ બોલે છે ]

**સર શ્રીજમોહનદાસ**

(ભિખારીને) શું છે ?

**ભિખારી**

ભૂખે મરૂ છુ શેઠ, ગરીબ પર દયા કરો

**શ્રીજમોહનદાસ**

પણ તુ ગરીબ શા માટે છે ?

**ભિખારી**

શું કરૂ શેઠ ?

શ્રીજમોહનદાસ

મહેનત કર, મજુરી કર, તો પૈસા મળશે ભીખ શાનો માગે છે ?

ભિખારી

શેઠ, મજુરી કરવાને તો ખુશી છુ પણ મળતી નથી

શ્રીજમોહનદાસ

બધાને મળે છે ને તને જ નથી મળતી ?

ભિખારી

શેઠ, ખરેખર કહુ છુ કામ કરવા રાજી છું પણ મને કોઇ રાખતુ નથી મારા પર દયા કરો બે દિવસનો ભૂખો છુ (પેટ બતાવે છે)

શ્રીજમોહનદાસ

(ગજવામા હાથ નાખે છે થોડી વારે શેઠાણીને) મારી પાસે તો કઇ પે છુટ્ટુ નથી, તારી પાસે હોય તો આપ

વિમળા શેઠાણી

(છોકરાને) કાન્તુ, જો પેલા ટેબલ પર પૈસો પડયો છે તે લાવ તો

(કાન્તુ ભિખારીને કૌતુકથી જોઈ રહ્યો છે તે સાભળતો નથી મોટે ધાંટે)

કાન્તુ! કહુ છુ તે સાભળતો નથી? કાન્તુ?

(તેનો હાથ પકડી ખેચે છે)

કાન્તુ

હે બા, શુ કહે છે?

વિમળા

પેલા ટેબલ પરથી પૈસો લઇ આવ

કાન્તુ

હા. બા, આ—લાવ્યો

(જતો જતો પણ ભિખારીની સામે જુએ છે)

બ્રીજમોહનદાસ

(ભિખારીને) જા, બાજુએ ઉભો રહે હમણા આપશે

(ભિખારી જરા આઘો જઇ ઉભો રહે છે)

બ્રીજમોહનદાસ

(શેઠાણીને) આ લોકોને કામધધો કઈ કરવો નહિ ને લોકોને નાહક કનડવા એવા આળસુ છે

વિમળા

પણ જુઓને બિચારો બે દિવસનો ભૂખો છે

બ્રીજમોહનદાસ

અરે એ બધું જુઠું

(ભટ ચ્હાના પ્યાલા લાવી બન્નેને આપે છે તે જોઈ તેમનુ ધ્યાન ખેચવા ભિખારી ઉધરસ ખાય છે કાન્તુ પૈસો લઇને આવે છે ને ભિખારીને ગોધે છે)

**કાન્તુ**

બા, જો, આ લાવ્યો એને આપુ ?

**બ્રીજમોહનદાસ**

જોઉં, જોવા દે

**કાન્તુ**

જુઓ ભાઇ, આ પૈસો આપુ એને ?

**બ્રીજમોહનદાસ**

સારૂ, પણ એને અડકીશ નહિ

**કાન્તુ**

એ ભિખારી લે આ

(પૈસો આપી તેની સામે જોઇ રહે છે)

**ભિખારી]**

(ટોપી ઉતારી) ઈશ્વર તમારૂ ભલુ કરો !

**બ્રીજમોહનદાસ**

તમે લોકો હાડકાનાજ હરામ છો મહેનત મજુરી કરવી તમને ગમતી નથી. મહેનત કરે તેને તો બધુ મળે.

ભિખારી

(જતા જતા) હા શેઠ, એમ જ છે. જુઓ ભીખ માગવાથી જ પૈસા મળ્યા કામ કરવાથી તો ઉલટા હાડકા ભાગે !

(ઉતાવળે ચાલ્યો જાય છે)

કાનુ

ભાઇ, એ શુ કહે છે ?

બ્રીજમોહનદાસ

એમ કે મહેનત કરવાથી તો શરીર દુખે પણ પૈસા ન મળે

કાનુ

ભાઇ, એ ખોટું કહે છે ?

બ્રીજમોહનદાસ

હાસ્તો ખોટુ નહિ તો ખરૂ ? આની પેઠે જે મહેનત નથી કરતા અને નકામા રખડયા કરે છે તે ગરીબ જ રહે છે પણ જે લોકો મહેનત મજુરી કરે છે તે પૈસાદાર થાય છે

કાનુ

પણ ભાઇ, આપણે તો કઇ કામ નથી કરતા ? અને છતા આપણી પાસે તો આટલા બધા પૈસા છે ! એમ કેમ ?

વિમળા

( હસીને ) તારા ભાઈ કંઈ કામ નથી કરતા એમ તુ શા પરથી કહે છે ?

કાન્તુ

પણ આપણે બહુ પૈસાદાર છીએ એટલે ભાઈને ખુબ કામ કરવુ પડતુ હશે નહિ ?

બ્રીજમોહનદાસ

કામકામમા પણ ફેર હોય છે મારૂ કામ બીજાથી ન થાય

કાન્તુ

તે ભાઇ, તમે શુ કામ કરો છો ?

બ્રીજમોહનદાસ

તારાથી તે નહિ સમજાય

કાન્તુ

ના, ભાઇ કહોને !

બ્રીજમોહનદાસ

તારે માટે કપડા કગવુ છુ, તને ખવાડુ છુ, ભણાવુ છુ (હસે છે)

કાન્તુ

એમ તો એ ભિખારી પણ એના છોકરાને ખવાડતો જ હશેને ત્યારે એને બિચારાને શા માટે ભિખ માગવી પડે છે ? આપણે તો

## જાત-મહેનત.

[ જનાર્દન, રમા ઉ ૯ અને મધુકર ઉ ૭. ]

રમા

ભાઈ, અમારી રમવાની ગાડી ભાંગી ગઈ છે તે અમને સમી ન કરી આપો ?

જનાર્દન

ના, એ મારાથી ન થાય વાડીમા રામજી સુથાર કામ કરતો હશે તેને આપ. તે તને સમી કરી આપશે

રમા.

પણ એ તો મોટો દરવાજો બનાવવા બેઠો છે તે કહે છે કે હમણા નહિ, પછી આવજો.

જનાર્દન

ત્યારે થોડી વાર રહીને જજો

મધુકર

પણ ભાઇ, ત્યારે તમે ગમી ન કરી આપો ?

જનાર્દન

ના મને એ ન આવડે

રમા

પણ સુથારને સમી કરતા આવડે છે ને તમને ન આવડે ?

જનાર્દન

( હસીને ) ના, મને એવુ ન આવડે

મધુકર

ત્યારે તમને કંઈ જ ન આવડે ?

જનાર્દન

ના, બીજુ તો ઘણું યે આવડે પણ સુથાર જે કામ કરે છે તે મારાથી ન થાય

મધુકર

તે ભાઇ, તમને ગણપતની પેઠે વાસીદુ વાળતા ને વાસણ માજતા આવડે છે ?

જનાર્દન

ના

મધુકર

ત્યારે ઘોડાની ચાકરી કરતા ને ગાડી હાંકતા પણ ના આવડે ?

જનાર્દન

ના, તે પણ નહિ.

રમા

ભાઇ, ત્યારે ગણુપતને તો કેટલું બધું આવડે છે ને આપણને તો કંઇ નથી આવડતું એમ કેમ ?

જનાર્દન

એ તો સૌનું કામ સૌ કરે આપણે કયું કામ કરવાનું તે મોટી થશે ત્યારે તને સમજાશે

રમા

ત્યારે વાસીદું વાળતા ને કપડાં ધોતા આપણે નહિ શિખવાનું ?

જનાર્દન

આપણે તો એના કરતા વધારે મોટી વસ્તુઓ શિખવાની

મધુકર

હા તે તો મને ખબર છે ભલા થવું ગુસ્સો ન કરવો, લડવું નહિ—

રમા.

પણ ભલા થઇએ, ગુસ્સો ન કરીએ ને સાથે વાસીદું વાળતાં ને વાસણ માજતાં યે શિખીએ એમ ના થાય ?

મધુકર

હે, ભાઇ, એમ ન થઈ શકે ?

જનાર્દન

હા, થઇ શકે પણ એ બધુ તમને અત્યારે નહિ સમજાય. મોટા થશો ત્યારે સમજશો.

મધુકર

પણ અમે મોટા જ ન થઇએ તો પછી ક્યારે સમજીશું ?

જનાર્દન

કેવો મૂર્ખો છે ?!

રમા

ભાઇ, હવે રામજીને ગાડી સમી કરવાનુ કહીએ?

જનાર્દન.

હા, જાવ ને કહો કે ભાઇએ કહ્યુ છે એટલે કરી આપશે.

## સ્વદેશ.

[ઇશ્વર, ઉ ૧૫, નાનુ, ઉ. ૧૨; ચંપા, ઉ ૮ પૃથ્વીનો નકશો જુએ છે]

ઈશ્વર

આ બધુ લાલલાલ દેખાય છે તે અંગ્રેજનુ રાજ

નાનુ

પણ અંગ્રેજનુ રાજ તો ઇંગ્લંડમાને ?

ઈશ્વર

હા ઇંગ્લંડમા તો ખરૂ જ, પણ આ બધા રાતા દેશો છે તેમા યે અંગ્રેજનુ જ રાજ

ચંપા

ત્યારે આપણુ રાજ કયુ ?

ઇશ્વર

આપણુ રાજ ? આપણુ રાજ એકકે નહિ !

નાનુ

આપણા દેશમા પણ નહિ?

ઈશ્વર

ના. આપણા દેશમા તો અંગ્રેજનુ રાજ.

નાનુ

અંગ્રેજનુ કેમ? આપણે તો એમના દેશમા રાજ કરવા નથી જતા?

ઈશ્વર

કારણ કે આપણો દેશ અંગ્રેજોએ જી

ચંપા

'આપણો દેશ' એટલે શુ?

ઈશ્વર

આપણો દેશ એટલે વળી આપણે રહીએ છીએ તે દેશ. સૌસૌના પોતાના દેશ હોય. કોઈ આ દેશનુ તો કોઇ પેલા દેશનુ

ચંપા

ત્યારે હુ કયા દેશની?

નાનુ

આપણે બધા એક જ દેશના—હિંદુસ્થાનના

ચંપા

પણ મારે હિંદુસ્થાનના ન ગણાવુ હોય તો ?

નાનુ

તે કઇ ચાલે કે ? તારી મરજી હોય કે ન હોય તુ તો હિંદુસ્થાનની જ કહેવાય

ઇશ્વર

—ને દરેક દેશના એકેક રાજા હોય તે તેના પર રાજ કરે, પોતાનુ લશ્કર રાખે ને રૈયત પાસે કર ઉઘરાવે

ચંપા

પણ બધા જુદાજુદા કેમ ?

ઇશ્વર

કારણ કે બધાના રાજ જુદા છે

ચંપા

પણ હુ એજ પૂછુ છુ કે બધાના રાજ જુદા કેમ ?

ઇશ્વર

કારણ કે—કારણ કે દરેકને પોતપોતાનો દેશ વ્હાલો હોય

નાનુ

પણ તેથી બધા જુદા શા માટે? આપણે સઘળા ભેગા હોઇએ તે ઠીક નહિ?

ઈશ્વર

આપણે રમતી વખતે ભેગા થઇએ તે ઠીક પણ આ કંઈ રમત નથી, આ તો રાજ કરવાની વાત છે સમજ્યો?

ચંપા

ના મને એ સમજાતુ નથી આપણે બધા એકઠા જ કેમ નહિ?

ઈશ્વર

હમણા નહિ તો મોટી થશે ત્યારે સમજાશે.

ચંપા

ત્યારે તો મારે મોટી જ નથી થવુ?

ઈશ્વર

કેવી મૂરખી છે!

## યુદ્ધ.

[રણધીર શાન્તિ દરમ્યાન લશ્કરી અમલદારને ત્યાં ખાનગી કામે રહેતો સિપાઇ બાળુ અમલદારનો છોકરો.]

રણધીર

બાળુ! હું તો હવે જઇશ ઇશ્વર કરશે તો ફરી પાછા મળશું

બાળુ

ખરેખર, રણધીર, તું જાય છે?

રણધીર

હાસ્તો લડાઇ શરૂ થઇ ને હુકમ મળ્યો એટલે જવું જ જોઇએને?

બાળુ

લડાઇ? શાની લડાઇ? કોણુ કોણુ લડે છે?

રણધીર

પ્રભુ જાણે તે તો મને તો કંઇ યે ખબર નથી.

પણ લોકો કહે છે કે બેલ્જીઅમ ને જર્મની—કોણ જાણે એ બેનુ શુ થયુ તે ! ભાઇ, મને તો એમા કંઈ સમજ નથી પડતી

બાળુ

પણ એ લોકો લઢે છે તેમા તુ શા માટે જાય છે ?

રણધીર

શા માટે તે વળી સરકાર મોકલે છે તે માટે !

બાળુ

પણ તારે જવાની મરજી છે ?

રણધીર

મરજી તે કો'ની હોય ? બૈરીછોકરાને અહીં એકલા મૂકીને આટલે દૂર લઢાઈમા જવુ કો'ને ગમે ?

બાળુ

ત્યારે તુ શુ કામ જાય છે ? એમ કહેજેની કે મારે નથી જવુ ને પછી ન જતો એમ કરે તો ન ચાલે ? એ લોક શુ કરે ?

રણધીર

શુ કરે ? બળજોરીથી ઘસડી જાય

બાળુ

કોણ ઘસડી જાય ?

રણધીર

માણુસ વળી–મારા તારા જેવા માણુસ

બાળુ

પણ આપણા જેવા જ માણુસ હોય તો પછી મરજી ઉપરાન્ત શા માટે લઈ જાય ?

રણધીર

હા, માણુસો જ પણ મોટા મોટા અમલદારો સરકારી હુકમ થતાની સાથે જ ઘમડી જાય

બાળુ

પણ તે લોકો ના પાડે તો કે અમારે એવુ કામ નથી કરવુ ?

રણધીર

તેમનુ કઇ યે ન ચાલે

બાળુ

કેમ કઇ ન ચાલે ?

રણધીર

કારણુ—કારણુ કે એવો કાયદો છે

બાળુ

શાનો કાયદો ? એવો તે કઇ કાયદો હોય ?

રણધીર

તે તને નહિ સમજાય ચાલ, હવે હું જાઉં છું જો પેલા સાહેબ આવ્યા

## દિવાની અદાલત.

[ખેડુત, તેની વહુ પાડોસણ અને લલ્લુ ઉ ૯]

ખેડુત

(ઘરમા આવીને ડગલો કાઢે છે) હાસ ! ( પરસેવો લૂછે છે)

પાડોસણ

બિચારા થાકયા લાગે છે

વહુ

હાસ્તો પાચ-સાત ગાઉ હોય ને ઉનાળાનો તાપ

ખેડુત

પાચ-સાત કેવા ? ચોખ્ખા દસ ગાઉ થયાને ! (નોકરને) અલ્યા મગલા, ખળહને ઘાસ નાખ તો

વહુ

કેમ પછી આપણા કેસનુ શુ થયુ ?

ખેડુત

(નિસાસો નાખીને) આપણે હારી ગયા

પાડોસણ

શાનો કેસ ? હુ તો કઇ યે જાણુતી નથી

ખેડૂત

એ તો મારા પિત્રાઈ-રામા પટેલે ખેતર બાબત મારા પર દાવો માંડયો છે એ કહે છે કે ખેતર એનુ છે બેન, અમારી તો પનોતી બેઠી છે આ વરસ તો ખેતી સુદ્ધા રવડી ગઈ

વહુ

જોને, બેન બબ્બે વરસ થયા કેસ ચાલતો હતો ને છેવટ આવુ થયુ !

પાડોસણ

હા, હા, પેલો મુનસફ સાહેબને ત્યા ચાલતો હતો તે જ કેસ કની? પણ તેમા તો તમે જીત્યા હતા !

વહુ

હા, તે વાત ખરી, પણ રામો પટેલ ઉપલી કોરટ ગયો ને ત્યા કંઈ ઉધુ ચત્તુ કરી આવ્યો

પાડોસણ

ત્યારે હવે શુ કરશો ?

ખેડૂત

એમ કંઈ મારી મિલકત એની પાસે જવા દઉં એવો નથી તો એથી મોટી કોરટ લઢીશ,

પાડોસણ

પણ તે સુધ્ધા એના જ લાભમા ચુકાદો આપશે તો ?

ખેડુત

તો હુ તેનાથી પણ ચઢિયાતી કોરટમા દાદ માગીશ મારી બધી મિલકત વેચી નાખવી પડે તો ખેર, પણ એના હાથમા તો ખેતર ન જ જવા દઉં

પાડોસણ

ભાઇ, એ કોરટનાં કામ જ એવા. પણ ધારો કે ત્યા પણ તમે હારી ગયા તો ?

ખેડુત

છતા હુ હિમત હારૂ નહિ એમ થાય તો ઠેઠ વિલાયત સુધી લઢીશ

(બળદને બીજુ ઘાસ નાખવા બહાર જાય છે)

લલ્લુ

મા ! તે લોકો પણ આપણી વિરૂધ જાય તો પછી કોને કહીશુ ?

મા·

ભાઇ, વિલાયતના લોકો કરે તે તો બધાંને કબુલ

રાખવુ પડે તે જે કહે તે ખરૂ પછી આપણુ કઇ ન ચાલે

લલ્લુ

તે મા, એ લોકો આમ કેમ કરતા હશે ? કોઈ બાપાને ખેતર આપે છે ને કોઇ પાછુ લઇ લઇને રામા કાકાને અપાવે છે !

મા

ખેતર કો'નુ છે એની મોટામોટા મુનસફોને જ ખબર નથી એટલે તેઓ ગમે તેમ કહે છે કોરટે જઇએ એટલે ખેતર કોઇકનુ છે એમ તો એમને કહેવુ જ પડેને ?

લલ્લુ

ત્યારે આપણે એમને પૂછવા શા માટે જઇએ છીએ ?

મા

ત્યારે આપણુ ખેતર આપણે બીજાને આપી દઇએ ?

પાડોસણ

ભાઇ, આપણે એમને પૂછવા જઈએ છીએ કારણુ કે આપણે ઘરમેળે કજીઓ પતાવી શકતા નથી

લલ્લુ

હુ મોટો થઇશ ને મારે જો કોઇની સાથે કઈ તકરાર થશે તો અમે તો ચીઠ્ઠી જ નાખીશુ જેનુ નામ નીકળે તે જીત્યો ગણાય ને તેને જ મિલકત મળે બસ અમે તો એમ જ કરીશુ હુ ને ભાણીઓ તો હમણા પણ એમ જ કરીએ છીએ

પાડોસણ

આ છોકરો કહે છે તે કઈ છેક ખોટુ નથી એમ કરીએ તો કેટલી બધી મહેનત બચી જાય ! આમ પણ આપણને કયા ન્યાય મળે છે જે !

મા

ને ખરચ પણ કેટલો બધો ઓછો થાય ? આ કેસમા અમને અત્યાર સુધીમા કંઇ નહિ તો ખેતરની કિમત જેટલો તો ખરચ થઇ જ ગયો ને હજી તો કોણ જાણે કેટલો ચે થશે ? ! એવી અદાલતમા આપણે જવુ જ ન જોઇએ.

## ફોજદારી કાયદો.

[પુષ્પા, ઉ ૧૧, ધિરજ, ઉ ૧૦, ચંદુ ઉ ૧૩]

ચંદુ

જોયુ ! જેઠાએ ચોરી કરી તેનો આ બદલો મળ્યો

ધિરજ

હા, ચોરી કરી હોય તો ખરૂ, પણ મારા કાકા તો કહેતા'તા કે જેઠાએ ચોરી કરી જ નથી, અને છતા એ બિચારાને જેલમાં પૂર્યો

ચંદુ

એમ ? એણે ચોરી ન્હોતી કરી ? ત્યારે એને જેણે ખોટી સજા કરી ને જેલમા મોકલ્યો તેને કંઇ ન થાય ?

પુષ્પા

કાયદાની વિરૂધ ચાલી જે કોઈ ખોટુ કરે તેને પણ સજા તો થવી જ જોઇએ

ધિરજ

પણ ન્યાયાધિશને કોણ સજા કરે?

ચંદુ

કેમ, એનો ઉપરી હોય તે

ધિરજ

પણ તે ઉપરી સુદ્ધા ભૂલ કરે તો?

પુષ્પાઃ

તો તેનો પણ કોઈ ઉપરી તો હશેને? તે તેને સજા કરે

ધિરજ

હા સરકાર સૌનો ઉપરી પણ સરકાર પણ ભૂલ કરે તો? સરકારને કોણ સજા કરે?

ચંદુ

સરકારને કોણ સજા કરે? કોણ સજા કરે તે વળી

પુષ્પા

પરમેશ્વર! કેમ ભાઇ?

ધિરજ

પણ ત્યારે જેઠાને યે પરમેશ્વર જ સજા કરે

તો શું ? બીજાઓથી ભૂલો થાય છે ત્યારે તેઓ ખોટી ખોટી સજા શું કામ કરતા હશે ? પરમેશ્વરની થોડી જ કોઇ દહાડો ભૂલ થવાની છે ? તો એમ જ કરવું જોઇએ કે ગુનેગાર હોય તેને પરમેશ્વર સજા કરે

ચંદુ

એમ તે કઇ થાય કે ?

ધિરજ

કેમ ન થાય ?

ચંદુ

કારણ કે—પણ જો, બા બોલાવે છે !

# જેલ.

[મહેન્દ્ર, ઉ. ૧૩, સરલા ઉ ૧૦, સુધા ઉ ૧૦, મધુ ઉ ૧૦, વનુ ઉ ૮ વાડીમા ફૂલ વીણે છે]

સરલા

કાલે જીવીએ કેટલી રડારોડ કરી મૂકી!

વનુ

ને છોકરાઓ પણ બિચારા કેવા રડતા હતા!

સુધા

કેમ? શા માટે રડતા હતા?

સરલા

તું નથી જાણુતી? એના બાપને જેલમા પકડી ગયા

વનુ

તે બિચારા રડે નહિ તો શુ કરે?

સુધા

પણ એને જેલમા શા માટે પકડી ગયા ?

સરલા

તે તો કોણ જાણે, પણ અમારા દેખતા જ સિપાઇ એને બાધીને લઇ ગયા

મહેન્દ્ર

કહે છે કે એણે બે–ત્રણ વખત ચોરીઓ કરી

મધુ

તે એને જેલમા ન પૂરે તો શુ એની પૂજા કરે ?

સુધા

પણ તેમા બિચારા છોકરાઓનો શો વાંક ?

વનુ

બિચારા ત્રણ–ચાર જણ છે તે હવે એકલા શુ ખાશે ?

સરલા

કાલે તો જીવી અમારે ત્યા આવીને રડી પડી એટલે બાએ એને ખાવાનુ આપ્યુ

સુધા

પણ એમ રોજરોજ એમને કોણ ખવાડશે ?

મધુ

પણ ત્યારે ચોરી શું કરવા કરીએ જે આવુ થાય ?

સરલા

પણ છોકરાઓએ કયા ચોરી કરી છે ? બાપે ચોરી કરી તેમા બિચારાં છોકરાઓને શા માટે ભૂખે મરવુ પડે ?

મધુ

પણ ચોરી કરી ત્યારેને ? !

સુધા

પણ એણે ચોરી કરી તેમાં છોકરાઓએ શો ગુનો કર્યો ?

મહેન્દ્ર

'છોકરા, છોકરા' કરે છે ત્યારે એણે આવુ કર્યું જ શા માટે ? ઘણા છોકરા હોય તેથી શુ ચોરી કરવી ?

મનુ

તે એ લોકો એને જેલમા શુ કરશે ?

સરલા,

જેલમા પૂરી રાખશે ને કામ કરાવશે

સુધા

પણ એને ખાવાનુ તો આપશેને ?

મધુ

તેથી તો એ લોકોને જેલનો ડર નથી કામ કરવું પડે ખરૂ પણ ખાવાનુ તો મળે એટલે બીજી કંઈ ફીકર ચિંતા તો નહિ જેલમા બીજા ચોર એકઠા થયા હોય તેની સાથે ભાઈબંધી કરવાની ને બીજી વખત ચોરી કરતા પકડાઇ કેમ ન જવુ તે એક બીજાને શિખવવાનુ ! કાકા કહેતા'તા કે જેઠો જેલમા જઈ આવ્યો ત્યાર પછી છેક બગડી ગયો છે.

સુધા

ત્યારે સરકાર ચોરોને જેલમા કેમ પૂરે છે ?

સરલા

તે જ જોવાનુ છેને !

વનુ

જેલમા રાખીને મફત ખવાડવાનુ !

સરલા

–ચોરી કરતા નહિ આવડતી હોય તો શિખવવાની !

સુધા

–ને બૈરી છોકરાને ભૂખે મરવાનુ !

સરલા

બિચારા આપણા તો પાડોસી છે એમનું હવે

શુ થશે?

વનુ

રોજ આવીને ખાવાનુ માગશે ને આપણાથી કઈ ના કહેવાય?

સુધા

પણ ત્યારે જેલમા શુ કરવા પૂરતા હશે?

મધુ

ત્યારે જે લોકો ચોરી કરે તેને શુ કરે?

સુધા

શું તે ગમે તે પણ કઇક કરવુ જોઇએ કે જેથી .

મહેન્દ્ર

'કઇક કરવુ જોઇએ' એ કહેવુ જ સહેલુ છે તો! તારા કરતા મોટા ને ઘણા ડાહ્યા લોકોએ એનો વિચાર કર્યો છે, છતા તેમને સુદ્ધા કંઈ સૂઝયુ નથી સમજી?

સુધા

હુ જો રાજા હોત કની—

મધુ

ઓહો! જોયો કે 'મોટો રાજા'હ, પણ તુ

રાજા હોત તો શું કરત ?

સુધા

એમ કે જાણે કોઇને ચોરી જ કરવી ન પડે !

મધુ

પણ તે કેવી રીતે થઈ શકે ?

સુધા

એવું કરવુ જોઈએ કે જેને જે કઇ જોઇએ તે મળે એટલે પછી કોઇ ચોરી કરે જ નહિ ! કોઇને કઇ નુકશાન ન થાય ને બધા સુખી રહે !

મહેન્દ્ર

પણ એમ કેવી રીતે કરવુ એ જ સવાલ છેને ?

સુધા

ગમે તેવી રીતે પણ હુ જો રાજા હોઉં તો તો એમ જ કરૂ !

વનુ

પણ આપણુને હવે મોડુ થાય છે હ !

સરલા

ને મોગરા તો હજી લેવાના બાકી જ છે

મધુ

હા, આમ આવો અહીં સારા છે

મહેન્દ્ર

(સુધાને) અને રાજા સાહેબ જોજો તમારા હાથ માના ફૂલ પડી ન જાય !

(બધા મોગરાના ક્યારા તરફ દોડી જાય છે)

## ફાંસીની સજા.

[ પ્રોફેસર પ્રફુલ્લચંદ્ર, ભાનુમતિ પ્રોફેસરની વહુ, વિનોદ તેમનો છોકરો અમરસિંહ લશ્કરી અમલદાર, પ્રોફેસરનો મિત્ર ]

**અમરસિંહ**

પણ ઈતિહાસ આપણને શું શિખવે છે? ફ્રાન્સના બળવા વખતે અને બીજી ઘણી યે વેળા આપણે જોયું છે કે જેઓ સમાજના ગુનેગાર છે ને તેને હાનિકર્તા છે તેમને દૂર કરવાથી જ સારા પરિણામ આવ્યા છે, અને આજે પણ આપણે એ જ જોઈએ છીએ

**પ્રોફેસર**

પરન્તુ સમાજ પર આવા સખત પગલાની શી અસર થાય તે જાણવાનો તમે કોઈ દિવસ પ્રયત્ન કર્યો છે ખરો?

### અમરસિંહ

એની અસર માઠી થતી હોય એમ માનવાને આપણને કઇ જ કારણ નથી, છતા પણ એક વખત એમ માની લઇએ તોપણ એ સખત પગલાનુ જ પરિણામ છે એમ કઇ ચોક્કસ કહી શકાય નહિ મારી બીજી દલીલ એ છે કે જે લોકોમાથી માણસાઈ જતી રહી છે અને જેઓ જગલી પશુ જેવા થઇ ગયા છે તેમના પર સખતાઇની અસર કદી પણ થયા વિના રહેતી નથી જે માણસ સો રૂપીઆની નજીવી રકમ માટે એક સ્ત્રી ને ત્રણત્રણ નિર્દોષ બાળકોના ખૂન કરે તેની સાથે તમે ત્રાસથી નહિ તો કેવી રીતે વર્તી શકો ?

### પ્રોફેસર

અમરસિહ, હુ કઇ ફાસીની સજાની તદ્દન વિરૂધ્ધ નથી પણ કોર્ટ માર્શલો જરાજરામા આવી સખતાઈ વાપરી નાખે છે તેની સામે જ મારો વાધો છે આવી સજાઓથી લોકોમા એક જાતનો ભય પેદા થતો હોય અને તેઓ ગુનેગાર થતા અટકતા હોય તો તો હજી ઠીક છે પરન્તુ વારવાર થતી હોવાને લીધે એ સખતાઈનો પણ ડર જતો રહે છે ને લોકો નઠોર બની જાય છે.

અમરસિંહ

એ એક ગેરલાભ કદાચ હશે પણ એથી ઘણો મોટો લાભ થાય છે તે પણ ભૂલવુ ન જોઇએ

પ્રોફેસર

તે તો હુ કહુ છુ જ ને કે છેવટ શી અસર થાય છે તે તો આપણે કદી પણ જાણવાની દરકાર કરી જ નથી

અમરસિહ

પરન્તુ આવા નિર્દય ગુનેગારોને સમાજ શિક્ષા ન કરે તે કેમ પાલવે ?

પ્રોફેસર

ત્યારે શુ સમાજે તેમના પર વેર લેવુ ?

અમરસિહ

ના, વેર નહિ ઉલટુ વ્યકિતગત વેરને બદલે તેમને જાહેર સજા કરવી

પ્રોફેસર

હા, પણ ત્યારે એ જાહેર સજા દેશના ચાલુ કાયદા પ્રમાણે જ શા માટે ન થાય ? આવા અસાધારણ તાત્કાલિક પગલા શા માટે લેવાવા જોઇએ ?

અમરસિંહ

સામાન્ય મનુષ્ય આવેશને લીધે જે બીન-કાયદેસર ખોટું વેર લે છે તેની જગ્યાએ જ આ જાહેર શિક્ષા છે

પ્રોફેસર

(તપી જઇને) ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે અત્યારે જે સજાઓ થાય છે તે બધી ન્યાયપૂર્વક, પૂરતી તપાસ પછી અને ખરી જ થાય છે? હું તો ખચિત જ એમ કબુલ નહિ કરૂં તમે ગમે તે દલીલ કરશો છતાં હજારોની સંખ્યામાં દેવાતી આ ફાંસીઓ કાયદેસર કે લાભકર્તા હોય એમ મારી કે કોઈની પણ ખાતરી નહિ થાય

(ખુરશી પરથી ઉભા થઇ ઉશ્કેરાઇ ઓરડામાં આમતેમ આંટા મારે છે)

વિનોદ

(ભાનુમતિને) બા, ભાઇ લઢે છે કેમ?

ભાનુમતિ

ભાઇ એમ કહે છે કે વખતો વખત ફાંસી દેવાવી ન જોઇએ

વિનોદ

બા, ફાંસી દે એટલે શું કરે?

ભાનુમતિ

ગુનેગારને દોરડાવતી લટકાવીને મારી નાખે.

વિનોદ

તે આ, તેને મારી શા માટે નાખે ?

ભાનુમતિ

હા, ભાઈ એ જ કહે છે કે કોઈ કોઇ વખત ન છૂટકે ફાસી ભલે દેવાય

વિનોદ

કોઈ વખત પણ શા માટે ફાસી દેવાવી જોઇએ ? ( પ્રોફેસર પાસે જઇને ) ભાઇ, આપણે કોઇને મારી નાખીએ તે પાપ નહિ ?

પ્રોફેસર

હા કોઈ માણસ બીજાને મારી નાખે તે પાપ ગણાય પણ અમે તો બીજી વાત કરીએ છીએ સજા તરીકે ગુનેગારને ફાસી દેવી તે કઇ પાપ નથી

વિનોદ

પણ ફાસી દેતી વખતે પણ માણસને તો મારી જ નાખવામા આવે છેને !

પ્રોફેસર

હા પણ તેમા કઈ નહિ !

વિનોદ

કેમ ! કંઈ નહિ કેમ ? એ બેમા ફેર શો ?

પ્રોફેસર

ફેર તો ખરોસ્તો પણ તે તને શી રીતે સમજાશે દાખલા તરીકે લડાઈમા એક સિપાઈ બીજા સિપાઇને મારી નાખે તે ચાલે, તેમ જ ગુનેગારને ફાસી દઇએ તે પણ પાપ ન કહેવાય ખૂનીને સજા કર્યા વિના શી રીતે જતો કરાય ?

વિનોદ

આપણે તેમને માફી આપી વ્હાલા ન જોઈએ ? તે દિવસે તમે જ ન્હોતા કહેતા કે આપણે પ્રાણી માત્રને વ્હાલા જોઈએ !

પ્રોફેસર

એમ થઇ શકે તો તો સારૂ જ તો પણ એમ હમેશા કયા થઈ શકે છે ?

વિનોદ:

કેમ ન થઇ શકે ? ગુનેગાર તે પ્રાણી નહિ !

પ્રોફેસર

કારણ કે–કારણ કે એમ બની શકે નહિ

(અમરસિહ સસ્મિત વિનોદનુ કહેવુ સાભળતા હોય છે તેના તરફ ફરી)

અમરસિહ, મારા તો આ વિચારો છે. અસાધારણ સજોગોમા પણ આવી સખતાઈનો લાભ હું સમજી કે સ્વીકારી શકતો નથી.

# મહેસુલ.

[ગામનો તલાટી ખેડુતના ઝુપડામા દાખલ થાય છે ત્યા ખેડુતની સાત વરસની છોકરી રતન એકલી બેઠી છે]

તલાટી

( આસપાસ જુએ છે ) કોઇ નથી કે શુ ?

રતન.

ના શુ કામ છે ?

તલાટી

તારા બાપ ક્યાં ગયા ?

રતન

ખેતરે

તલાટી

ઠીક, પણ તે આવે ત્યારે તેને કહેજે કે તલાટી આવ્યા હતા ત્રણત્રણ ફેરા ખાધા તો પણ હજી

મહેસુલ ભર્યું નથી ! હવે આ રવિવાર સુધીમા નહિ ભરે તો ગાય લઇ જઈ હરાજ કરાવીશ

રતન

ગાય ? અમારી ગાય શું કામ લઇ જાવ ? તમે ચોર છો ? પણ અમે તમને નહિ લઈ જવા દઇએ

તલાટી

વાહ ! તુ તો બહુ હોશિઆર લાગે છેને ! તારૂ નામ શુ ?

રતન

રતન

તલાટી

વારૂ, રતન, જો સાભળ તારા બાપને કહેજે કે હું કઇ ચોર નથી પણ છતા મહેસુલ વખતસર નહિ ભરાય તો ગાય લઇ જઇશ સમજી ?

રતન

પણ ચોર નથી ત્યારે ગાય શુ કરવા લઈ જાવ ?

તલાટી

કારણ કે કયદા પ્રમાણે તમારે વેળાસર મહેસુલ ભરવું જોઇએ પૈસા નહિ આપો પછી ગાય ન લઈ જાઉ તો શુ કરૂ ?

રતન

મહેસુર ? મહેસુર એટલે શું ?

તલાટી

કેવી જીદ્દી છોકરી છે ! જમીન પેટે ખેડુત પાસે જે પૈસા ઉઘરાવવામા આવે છે તેનુ નામ મહેસુલ

રતન

પણ કોણ ઉઘરાવે ?

તલાટી

સરકાર

રતન

પણ કો'ને માટે ?

તલાટી

કો'ને માટે તે સરકારને માટે વળી

રતન

પણ શા માટે ? સરકાર કંઇ ગરીબ છે ? અમે તો ગરીબ છીએ ને સરકાર તો પૈસાદાર છે અમારી પાસે સરકાર પૈસા શુ કામ ઉઘરાવે ?

તલાટી

સરકાર કંઇ પોતાને માટે પૈસા નથી લેતી.

તેને પણ ખરચવાને જોઈએ ને? લશ્કર રાખે તેનો ખરચ થાય, નિશાળ ચલાવે તેનો ખરચ આવે ને અમારા જેવા નોકરને પગાર આપે આપણા જ ભલા માટે સરકાર આપણી પાસેથી પૈસા લે છે, સમજી?

રતન

પણ અમારી ગાય તમે લઈ જાવ તેમા અમારૂ શુ ભલુ થાય?

તલાટી

તે તને નહિ સમજાય મોટી થશે ત્યારે સમજશે ચાલ હવે મને મોડુ થાય છે મે કહ્યુ તે તારા બાપને કહેજે

રતન

એવુ ખોટુ ખોટુ હુ કંઇ કહેવાની નથી તો! તમારે કે સરકારને કંઈ જોઈતુ હોય તો તમે જાતે કરી લો ને અમારે જોઇએ તે અમે કરી લઇએ, પણ અમારી ગાય નહિ લઇ જવા દઈએ

. તલાટી

( જતો જતો ) આ છોકરી મોટી થશે ત્યારે જરૂર સરકારને ભારે પડશે.

## ડેર્ફ.

[મંગલો, ઉ ૧૨, ભાણુકી, ઉ ૬, અને રમેશ, ઉ ૧૦ મંગનો અને ભાણુકી ઝુપડામાથી બહાર નીકળી બગલા પાસે આવે છે શેઠનો છોકરો રમેશ બગલાના ઓટલા પર ઉભો છે અધારૂં થવા આવ્યુ છે]

રમેશ

કેમ, અત્યારે શુ છે ?

મગલો

પાછુ આજે પણ પીધુ છે

રમેશ

કોણે ? શામલાએ ?

મંગલો

હાસ્તો, બીજા કોણે ?

ભાણુકી

ને માને મારે છે (રડે છે)

મંગલો

હું તો હવે ઘરમા જ નહિ જાઉં મને પણ મારે

(થોડી વાર કોઇ બોલતુ નથી ભાણકી રડે છે)

રમેશ

(ભાણકીને) એમા તું શું કરે? રહી જા

ભાણકી

(રડતી રડતી) હું જો સરકાર હોઉં કની તો જે કોઇ દારૂતાડી વેચે તેને સખત સજા કરૂં

મંગલો

વાહ! સરકાર પોતે તો દારૂ વેચે છે એટલું કે બીજા કોઇને વેચવા નહિ દે

રમેશ

જા,જા. એમ તે કંઇ હોય?

મંગલો

હોય શું? કોઇને પણ પૂછી જોજેને કે બાબરાને જેલમા શા માટે પૂર્યો.

ભાણકી

તું જ કહેની શા માટે?

મંગલો

એણે તાડી વેચી તેમા

રમેશ

એમ? મારા મનમા કે બાબરાએ કઇ ગુનો કર્યો હશે!

મગલો

ગુનો તો ખરો જ તો પરવાના વિના દારૂતાડી વેચે તે કાયદા વિરૂધ જ ગણાય

ભાણકી

ગમે તેમ હોય તો પણ હુ તો કોઇને પણ દારૂ વેચવા જ નહિ દઉ! જોની રોજ પી આવીને તોફાન કરે છે!

રમેશ

તુ કહે છે તે મને સમજાતુ નથી કાલે મહેતાજીને હુ પૂછીશતો

મંગલો

હા હા મહેતાજી ખરૂ કહેશે.

(બીજે દિવસે રામલાને નિશો ઉતરતા તે વાડીમા કામ કરવા ગયો છે રામલાની વહુનુ શરીર બધુ લીલુલીલુ થઇ ગયુ છે ને આખ સૂજી આવી છે, છતા તે રોટલા ઘડવા બેઠી છે રમેશ નિશાળે જાય છે પણ વખત થયો નથી એટલે બીજા

છોકરાઓ હજી આવ્યા નથી મહેતાજી ખુરશીમા પડયાપડયા બીડીના ધુમાડા કાઢે છે )

રમેશ

( મહેતાજીની પાસે આવીને ) સાહેબ, બાબરાએ તાડી વેચી તે એને સિપાઇ પકડી ગયા ને સરકાર પોતે દારૂતાડીનો વેપાર કરે છે તેનુ કંઈ નહિ ?

મહેતાજી

મૂરખો છે ! સરકાર વેપાર શુ કરવા કરે ? ને બાબરાને પકડી ગયા કારણુ કે તેણે પરવાના વગર તાડી વેચી

રમેશ

હા પણ તેમા શુ થઇ ગયુ ?

મહેતાજી

કારણુ કે સરકારને જે સૌથી વધુ પૈસા આપે તેનેજ પરવાનો મળે અને પરવાના વિના દારૂ વેચાય નહિ આથી સરકારને દર વરસે દસ—પદર કરોડ રૂપીઆની આવક થાય છે

રમેશ

ત્યારે તો જેમ વધારે દારૂતાડી ખપે તેમ સરકારને વધારે પૈસા મળે, ખરૂ ને ?

મહેતાજી

હાસ્તો જે સૌથી વધુ દારૂ ખપાવી શકે તે જ સરકારને મોટામા મોટી રકમ આપી શકે ને પરવાનો પણ તેને જ મળે. એટલે જેને બીજે વર્ગે પણ દારૂ-તાડી વેચવાનો પરવાનો જોઈતો હોય તે જેમ બને તેમ વધારે દારૂ ખપાવવાનો પ્રયત્ન કરે સરકારને એ આવક છે તો જ લશ્કરી ને કેળવણી ખાતા નીભી શકે છે !

રમેશ

પણ જો સરકારને એ ખાતાઓ પાછળ ખરચ કરવો જ પડતો હોય તો યે દારૂતાડીમાથી શા માટે આવક કરે છે આપણને દારૂતાડી પાયા વિના આપણી પાસેથી બારેબાર જ એટલી રકમ કેમ નથી લેતી ?

મહેતાજી

બારોબાર નથી લેતી કારણ કે જોને આપણે છે તે કાયદો એમ કહે છે

( ઘડીઆળમા અગિયારના ટકોરા થાય છે ને બધા છોકરાઓ આવી પહોચે છે )

ચાલો છોકરાઓ, હવે આપણે આજનો પાઠ શરૂ કરીએ !

## દયા.

[જયા અને રમણ બારણામા પડેલી રેતીમા ઘર બનાવે છે પાછળથી ડોસી આવે છે]

રમણ

(ખિજવાઇને) એમ નહિ ધીમેથી રેતી ખસેડ જો લુચ્ચી! બધુ પાડી નાખ્યુ ને? હુ ન્હોતો કહેતો?

ડોસી

(ઘરમાથી બહાર નીકળતા) કેવી ભલી બાઇ? પ્રભુ એનુ રક્ષણ કરો!

રમણ

કોણ? ડોસીમા, કો'ની વાત કરો છો?

ડોસી

આ તારી બાની જ તો ગરીબગુરબા પર એ ઘણી દયા રાખે છે જો, હમણા મને આ લુગડુ ને ચોખા આપ્યા ઇશ્વર એનુ ભલુ કરો (આગળ જતા થોભીને)

પેલીના જેવી નહિતો એને ત્યા કાલે ગઇ તો કહે છે કે તમને લોકોને તો બીજો ધધો જ નથી ! ને એને ત્યા તો કુતરો પણ એવો ખરાબ છે મુઓ મારી પાછળ કડવા દોડ્યો.

જયા

કો'ને ત્યાં ?

ડોસી

પેલી ધનકોરને ત્યા જ તો કેટલી પૈસાદાર છે છતા દયાનો તો છાટો સરખો યે નહિ પ્રભુ એને પણ એનો બદલો આપશે પણ તમારી બા તો કેવી ભલી છે જગતમા એના જેવા દયાળુ ન હોય તો અમારા જેવા ગરીબ લોકનુ કોણુ બેલી ? ( રડે છે )

જયા

( રમણને ) બિચારી રડે છે

ડોસી

છોકરાઓ, તમે પણ મોટા થાવ ત્યારે એનાં જેવા પરગજુ થજો ને એની પેઠે ગરીબની સભાળ રાખજો એટલે ઇશ્વર તમારી સભાળ રાખશે ( જાય છે )

રમણ

બિચારી કેટલી ગરીબ છે !

જયા

હા, ભાઇ, બાએ એને લુગડુ ને ચોખા આપ્યા તે ઠીક કર્યું

રમણ

હાસ્તો આપણી પાસે આટલું બધુ છે તો પછી એને એટલુ આપવામા આપણુ શુ ગયુ ? આપણે તો ગરીબ નથી ને એ બિચારી તો ગરીબ છે, કેમ ?

જયા

હા, ભાઇ, ગરીબને આપીએ તો પુન લાગે

રમણ

હુ તો મોટો થઇશ ત્યારે બધુ જ આવા ગરીબ લોકોને આપી દઇશ

જયા

જા, જા એમ તે કઇ થાય ?

રમણ

કેમ ન થાય ?

જયા

તારી પાસે હોય તેટલુ બધુ આપી દઈશ ત્યારે તુ જ શુ કરીશ ?

રમણુ·

હુ મારે ગમે તેમ કરીશ આપણે સૌ પર દયા દાખવી ને ભલા થવુ એટલે બધા સુખી થાય

(રમત પડતી મૂકી ઘરમા દોડી જાય છે ને કાગળ પર મોટા અક્ષરે લખે છે "**આપણે સૌ પર દયા રાખવી જોઇએ.**")

# પ્રેમ-ધર્મ.

[ સીતા ઉ ૧૦ અને જયન્ત ઉ ૮ ]

સીતા

હુ તો એમ વિચાર કરતી હતી કે ભાઇ ઓફીસથી વ્હેલા આવે તો આપણે એમની સાથે બાગમા ફરવા જઇએ પણ તને કયા જવુ ગમે ?

જયન્ત

મને તો કાલની પેઠે મામીબાને ત્યા જવાનુ હોય તો ઠીક

સીતા

તો નહિ ! કાલે જોયુ ન્હોતુ-તારાએ તને માર્યો ને પછી તમે બન્ને રડયા એમા શુ લાડવો જડયો ?

જયન્ત

વાહ ! એના કરતા બીજુ શું સારૂ ? આજે પણ એમ જ થાય તો મને તો ગમે !

સીતા:

તુ શુ કહે છે મને તો સમજાતુ નથી

જયન્ત

કેમ, પેલે દિવસે ભાઇએ કહ્યુ, તુ તે ભૂલી ગઇ ? આપણને કોઇ નુકશાન કરે તો તેના પર પણ આપણે પ્રેમ રાખવો જોઇએ ગાંધીજી પણ એમ જ કહે છે

સીતા

હા, ભાઇ બા કહે છે કે એ તો ઇશ્વરના અવતાર છે

જયન્ત

એ વિશે મે એક બીજી વાત પણ સાભળી છે એક માણસ હતો તેને લોકો ખૂબ પજવતા પણ લોકો તેને દુ ખ દેવા લાગ્યા તેમ તેમ તે તેમને વધુ ને વધુ ચહાતો ગયો લોકો તેને ગાળ દે તો તે તેમને મીઠી જીભે બોલાવે કોઇ તેને મારે તો તે તેના પગ ચાપે કોઇ તેને નુકશાન કરે તો તે તેને મદદ કરે ભાઇએ કહ્યુ કે એની પેઠે જે કોઇ કરે તે સુખી થાય મને એ વાત બહુ જ ગમી ને તેથી જ કાલે તારાએ મને માર્યો ત્યારે મને એ યાદ આવી ને હુ કઇ જ બોલ્યો નહિ, ઉલટી એને સાબાશી આપી ! એથી આખો દિવસ મારો એવો તો સુખમા ગયો !

પણુ આજે સવારે કાકી મને વઢ્યા ત્યારે હુ એ વાત ભૂલી ગયો ને રીસમા ને રીસમા એક ખૂણામા પડી રહ્યો. હવે મને લાગે છે કે મારે એમ કરવુ જોઇતુ ન્હોતુ તેથી જ કાલની પેઠે આજે પણુ કરવાનુ મને મન થાય છે !

સીતા

શાનુ મન થાય છે, કાલની પેઠે માર ખાવાનુ ?

જયન્ત

હા આજે પણુ મને કોઇ મારે તો મને ગમે હુ કઇ જ ન બોલુ ઉલટો ખુશ થાઉ

સીતા

કેવી ગાડી વાત કરે છે ! તુ તો મૂરખો છે

જયન્ત

સારૂ, મારે મૂરખો તો મૂરખો પણુ સુખી રહેવા માટે માણુસે એમ જ કરવુ જોઇએ

સીતા

જા, જા એમ કરવાથી કોઇ સુખી થતુ હશે ! !

જયન્ત

આહા, સૌ પર પ્રેમ રાખવાથી જ સુખી થવાય

## પસ્તાવો.

[ મધુરી, ઉ ૮. હાથમા રકાબી લઇ ઉભી ઉભી રડે છે અશોક, ઉ ૧૦ મધુરીને બૂમ પાડતો આવે છે ]

અશોક

મધુરી ! ઓ મધુરી ! અહીં શુ કરે છે ? બા ક્યારની બોલાવે છેને (મધુરીને રડતી જોઇ) પણ તુ રડે છે કેમ ? ને પરસાદ ક્યા છે ? (ખાલી રકાબી જોઇ) કાકીને આપી આવી ?

મધુરી

ઉ ..ઉ...ઉં ..ભૂલથી ખાઇ ગઇ–ઈ–ઇ ( રડે છે)

અશોક

તુ ખાઈ ગઇ ? તે બાએ તને કાકીને આપવા ન્હોતી મોકલી ? ત્યારે તો કહેતી'તી કે લાવ બા, કાકીને હું આપી આવુ !

મધુરી

હા ભાઇ પણ મને રસ્તામા ખાવાનુ મન થયુ ને અ અ અ (રડે છે)

અશોક

(ચાળા પાડીને) ખાવાનુ મન થયુ–ને હાથમા લઇને ખાઈ ગઇ, કેમ? (હસે છે)

મધુરી

જા, ભાઇ, તને તો હસવુ આવે છે પણ હવે હુ શુ કરીશ? મારાથી કાકીને પણ નહિ કહેવાય ને બાને પણ નહિ

અશોક

પણ ત્યારે ખાઈ શુ કામ ગઇ? તારો પરસાદ તે ન્હોતો ખાધો?

મધુરી

ખાધો'તો પણ (રડે છે)

અશોક

પણ કાકીનો પણ ખાઇ ગઇ, કેમ? (હસે છે મધુરી રડે છે) ચાલ, પણ તેમા રડે છે શાની? બાને કઇ કરી સમજાવજેની!

મધુરી

પણ ભાઇ તુ જ કહેની બાને કેમ કરી નમજાવુ ?

અશોક

એમા શુ મોટુ છે ? ગમે તે કઇ કહેજેની !
(થોડીક વાર બન્ને ચૂપ રહે છે)

મધુરી

પણ બા ખરી વાત જાણી જશે ત્યારે હુ શુ કહીશ ? (રડે છે)

અશોક

પણ તેમા આટલી બધી ગભરાય છે શાની ? રડ નહિ, જા, બાને જઇને ખરી વાત કહી દે

મધુરી

(આસુ લૂછતી)ના, ભાઇ એમ તો બા મને વઢે

અશોક

ત્યારે કાકીને જઇને કહે

મધુરી

કાકીને પણ કેવી રીતે કહુ ?

અશોક

ત્યારે એમ કર તુ અહીં ઉભી રહે હુ જઇને કાકીને કહુ છું

મધુરી

ના,ના પછી હુ એને શુ મોઢુ બતાવુ ? (રડે છે)

અશોક

પણ ત્યારે ખાઈ શુ કરવા ગઇ ? હુ તો કાકીને કહી આવુ છુ (દોડી જાય છે)

મધુરી

અશોક ! ઉભો રહે—ઓ અશોક ! જો ચાલ્યો ગયો તે ! હવે હુ શુ કરીશ ? રકાબીમાથી જરા ચાખી જોયો ને પછી બધો ખાઇ ગઇ (રડે છે)

અશોક

(પાછો આવીને) ચાલ, રડતી રહી જા મે ન્હોતું કહ્યુ ? કાકી કઇ યે બોલ્યા નહિ માત્ર એટલું કહ્યું 'જો, લુચ્ચી, મારો પરસાદ ખાઇ ગઇ કે ?

મધુરી

(છાની રહીને) પણ ભાઇ, કાકી મને વઢયા નહિ ?

અશોક

ના, ના જરા યે નહિ તુ કાકીને પરસાદ આપી આવી હોત તો યે એ તો તને જ આપી દેવાનાં હતા !

મધુરી

ભાઇ, ખરૂ કહું છુ હુ કઇ જાણી જોઇને નથી

ખાઇ ગઈ ભુલથી (ફરી રડવા માંડે છે)

મધુરી

પણ હવે શા માટે રડે છે ? કાકી તો કંઇ બોલ્યા નથી ને બાને તો હવે આ વાત આપણે કહીશું જ નહિ !

અશોક

(રડતી રડતી) કાકી વઢયા નહિ કારણ કે કાકી સારા છે પણ હું જ નઠારી છું મે ચોરીને પરસાદ ખાધો તેનું મને રડવું આવે છે (રડે છે)

## કડવાં વચન.

[ ચંપક ઉ ૧૦, લીલી ઉ ૯, કમુ ઉ ૬ ]

ચંપક

મે પુષ્કરભાઈને કહ્યુ કે આપણે કપડા ન પહેરીએ તો ચાલે તો એ કહે કે ના, ન ચાલે મે કહ્યુ દેવપ્રસાદ કહેતા'તા કે આપણુ મોઢુ હમેશા ખુલ્લુ જ રહે છે ને તાઢ તડકો વેઠે છે તેવી જ રીતે આખુ શરીર પણ ઉઘાડુ રહી શકે પુષ્કરભાઇ કહે કે દેવપ્રસાદ તો મૂરખો છે (હસે છે) પણ દેવપ્રસાદ કાલે જ કહેતા હતા કે પુષ્કર જ મૂરખો છે (ફરી મોટેથી હસે છે)

લીલી

હુ જો તારી જગ્યાએ હોત તો પુષ્કરભાઇને મોઢે જ કહી દેત કે તમે દેવપ્રસાદને મૂરખા કહો છો ને એ તમને મૂરખા કહે છે

ચંપક

પણ એ બેમાથી ખરેખર મૂરખ કોણ છે તે મને બરાબર સમજાતું નથી

કસુ

બન્ને જ મૂરખા વળી બીજાને જે મૂરખા કહે તે પોતે જ મૂરખ

લીલી

પણ એ બેને તુ મૂરખા કહે છે એટલે તુ પણ મૂરખ ઠરી ખરૂ ને ?

ચંપક

પણ આમ પૂઠ પાછળ કોઇની વાત કરે છે તે મને નથી ગમતુ હુ તો મોટો થઇશ ત્યારે એમ નહિ કરૂ મને તો જે લાગશે તે કહી નાખીશ

લીલી

હુ પણ એમ જ કરીશ

કસુ

હુ તો મારી મરજી ફાવે તેમ જ કરીશ

ચંપક

મરજી ફાવે તેમ એટલે ?

કમુ

એટલે કે મારે બોલવુ હશે તો બોલીશ ને નહિ બોલવુ હોય ત્યારે નહિ બોલુ

લીલી

તુ તે કેવી મૂરખી છે

કમુ

જો હમણા તો કહેતી'તી કે કોઇને પણ કડવુ વચન નહિ કહુ

ચ પક

પણ કોઇની પીઠ પાછળ તો નથીને !

# ધર્મ.

[બચુ અને તેની બા]

બચુ

બા, આજે મોટાભાઇ સારાસારા કપડા કેમ પહેરે છે ?

બા

ભાઇ, આજે આપણો તહેવાર છે. હમણા આપણે મન્દિરે જઇશુ તારે આવવુ છે ને ?

બચુ

હા, બા પણ શાનો તહેવાર છે ?

બા

આજે ગોકળ આઠમ છે.

બચુ

ગોકળ આઠમનો તહેવાર કેમ ?

બા

કારણ કે આજે કૃષ્ણનો જન્મ થયો હતો

બચુ

તે બા, આપણી કીકી જન્મી તે દિવસે તો તહેવાર ન્હોતો કર્યો ?

બા

કીકી કંઇ પરમેશ્વર થોડી છે ? કૃષ્ણ તો પરમેશ્વર હતા

બચુ

તે બા, તે પહેલા પરમેશ્વર કયા રહેતા હતા ?

બા

સ્વર્ગમા

બચુ

બા, સ્વર્ગ કયા આવ્યુ ?

બા

આકાશમા

બચુ

પણ બા, મોટાભાઇના માસ્તર તો કહેતા'તા કે આકાશમા કંઇ યે નથી

બા

તે બધુ કઈ આપણાથી ન સમજાય આપણે તો આસ્થા રાખીએ એટલે થયુ

બચુ

શાના પર ?

બા

આપણાથી મોટી ઉમ્મરના માણસો જે કહે તેના પર.

બચુ

પણ બા કાલે મોટાભાઇ નિશાળે જવા નીકળ્યા ને રસ્તામા બિલાડી આડી ઉતરી ને મોટી બેને કહ્યુ કે હમણા નિશાળે ન જઇશ, થોડીવાર રહીને જજે, ત્યારે તો તુ જ કહેતી હતી કે આપણે એવો ખોટો વહેમ રાખવો નહિ !

બા

હા એવી ખોટીખોટી વાતો આપણે નજ માનવી જોઇએ

બચુ

પણ બા ખોટી વાત કઇ ને ખરી કઈ તે કેમ સમજાય ?

બા

ધરમ પર આસ્થા રાખીએ એટલે બધુ એની મેળે સમજાય.

બચુ

પણ ધરમ એટલે શુ ?

બા

ધરમ એટલે (મનમા) ધરમ એટલે શુ ? (મોટેથી) પણ આપણને મોડુ થાય છે જા, બાપુને કહી આવ કે અમે મન્દિરે જઇએ છીએ તે તમે ઘરમા બેસજો !

# કેળવણી.

[બાનુ ઘરનો નોકર ટેબલ પરની ધુળ સાફ કરે છે વિલાસ ઉ ૭ લાકડાના ઘન વડે નાનુ ઘર બનાવે છે વસન્ત ઉ ૧૫ નિશાળેથી આવી દફતર ટેબલ પર પછાડે છે ]

વસન્ત

જહાન્નમમા જાય એ નિશાળ ને આ ચોપડીઓ

બાનુ

કેમ વસન્તભાઈ, શુ થયુ ?

વસન્ત

ફરી પાછો નાપાસ થયો ને હવે બધાં જ મને મ્હેણાં મારશે આ કમબખત ભૂગોળનુ મારે શું કામ છે ? કામસ્કાટકા, માસાચુસેટ ને હોઆગહો–એ બધુ જાણીને મારે ક્યાં જવુ છે ?

બાલુ

તે ભાઇ, તમે નાપાસ થયા એટલે હવે તમારે શુ કરવાનુ ?

વસન્ત

એક વરસ સુધી વળી પાછુ એ જ વર્ગમા પડયા રહેવાનુ

બાલુ

પણ ત્યારે તમે વાચતા કેમ નથી ?

વસન્ત

વાંચતો કેમ નથી ? કારણ કે એ કચરો મારા મગજમાં ઘૂસી શકે એમ નથી ના મારાથી એ ભૂગોળ નહિ વચાય જહાન્નમમા જાય એ બધુ તેમા મારે શુ ? (પાસેની આરામ ખુરસીમા પડે છે) હુ તો બાને કહીશ કે મારાથી આ નથી ભણાતુ પછી એમને જે કરવુ હોય તે કરે ને હવે મને નિશાળેથી ઉઠાડી ન લે તો હુ તો કયાક નાસી જઇશ!

બાલુ

નાસીને કયાં જશો ?

વસન્ત

ઘર છોડીને ગમે ત્યા જઇશ

બાલુ

પણ ખાશો શુ ને રહેશો ક્યા ?

વસન્ત

ગાડી હાંકીશ, વણકર બનીશ, કોઇ ખેડુતને ત્યાં નોકર રહીશ—ગમે તે કરીશ પણ આ ભૂગોળ તો હવે મારે ન જ જોઈએ

બાલુ

પણ નોકરને તો સવારના વ્હેલા ઉઠવુ પડે ને ખેતરમા જઈ સખત મજુરી કરવી પડે તે કંઇ તમને ખબર છે ?

વસન્ત

છટ ! તેમા તે શુ ? ખેતરમા કામ કરવાની તો કેવી મજા પડે ! તારા મનમા કે આમ કહીશ એટલે બ્હી જશે કેમ ? પણ મને તો ખુલ્લી હવામા કામ કરવુ બહુ ગમે છે, સમજ્યોને ? એકાદ દિવસ બરા નિશાળે જઇને ભૂગોળ શિખી તો જો એટલે તને પણ ખબર પડશે !

બાલુ

તે તો હશે–પણ ત્યારે એ લોકો નિશાળમાં ભૂગોળ શા માટે શિખવે છે ?

વસન્ત

એ જ સવાલ છે ને ! શા માટે શિખવે છે ? પણ 'શા માટે' એમ પૂછાય જ નહિ ! બસ બધે જ શિખવાય છે એટલે પછી એમને પણ કંઇ શિખવ્યા વિના ચાલે ?! જાણે એના વિના માણસથી જીવાતુ નહિ હોય ને દુનીઆ આખી અટકી પડવાની હોય તેમ !

બાલુ

દુનીઆ તો નહિ અટકી પડે પણ ભાઈ, ખૂબ ભણો તો બાપાજી જેવી મોટી નોકરી મળે ને ?

વસન્ત

પણ મારે એવી નોકરી નથી જોઇતી તેનુ શુ ?

વિલાસ

હ એને એવી નોકરી ન જોઇતી હોય તો !

[ એટલામા વિલાસ અને વસન્તની બા આવે છે ]

બા

( વસન્તને ) કેમ, ઉકાળ્યુ ને ! હમણાં જ માસ્તર તારી ફરીયાદ કરતા ગયા જો વસન્ત ! હવે આ વધુ વખત નહિ ચાલવા દઉ તારે ભણવુ હોય તો સીધો સીધો ભણ ને નહિ તો નિશાળમાથી નામ કઢાવી નાંખ.

વસન્ત

હા બા હુ એ જ કહુ છુ મારાથી ભણાતુ નથી. મને નિશાળેથી ઉઠાડી લો મારાથી એ નહિ વચાય

બા

કેમ, નહિ કેમ વચાય ?

વસન્ત

પણ કહુ છુને કે નથી વંચાતું ને વાચુ છું તે પુરૂ યાદ નથી રહેતુ, પછી શું ?

બા

હા તો ! નહિ યાદ રહેતુ હોય ! ધ્યાન દઇને વાચે તો યાદ રહેને ? તને કહુ છુ કે આ ગાડાગાડા વિચાર છોડી દે ને હવેથી બરાબર ધ્યાન આપ

વસન્ત

બા, ખરેખર કહુ છુ મને નિશાળેથી ઉઠાડી લો મારે બીજુ કઈ નથી જોઈતુ બસ આ ભૂગોળ બંધ થાય તો મારૂ સઘળું કાસળ જાય મારાથી એ ગદ્ધાવૈતરૂ નથી થતુ

બા

પણ ભણશો નહિ ત્યારે કરશો શું ?

વસન્ત

તે હુ જોઇ લઇશ

બા:

તે તારે નથી જોવાનુ તો ! સમજ્યો કની ! છોકરાને કેળવણી આપવી તે માબાપની ફરજ છે તને ભણાવીએ નહિ તો અમે પ્રભુના ગુનેગાર થઇએ !

વસન્ત

પણ મારાથી નહિ ભણાતુ હોય તો ?

બા

કેવી અક્કલ વગરની વાત કરે છે ? "નહિ ભણાતુ હોય તો ?" પણ નહિ કેમ ભણાય ? જો, તને આ છેલ્લી વખત કહુ છુ મારૂ કહ્યુ માનીને હવે ભણવામા મન પરોવ, નહિ તો—

વસન્ત

બા, તને એક વખત તો કહ્યુ કે મારાથી નથી ભણાતુ ને હવે ગમે તેમ થાય તો પણ નહિ જ ભણુ

બા

વસન્ત !

વસન્ત

બા, મને શા માટે સતાપે છે ? ( રડે છે ) તુ એ નહિ સમજે

બા

શું કહ્યું ? હુ નહિ સમજુ, એમ ? જા, અહીંથ આઘો ખસ. એ શબ્દો બોલતા તારી જીભ જ કે ઉપડી ? નીકળ અહીથી

વસન્ત

હા જાઉ છુ પણ હુ કઇથી બ્હીતો નથી મારે તારી પાસેથી કંઈ જોઈતુ યે નથી. ( જાય છે

બા

આ છોકરાનુ શુ કરવુ તે મને સ જાતુ નથી મને એવો પજવે છે ! પણ એ દુ ષ ઓસડ હુ જાણુ છુ વાચવામા ચિત્ત પરોવતો ન તેનુ જ આ પરિણામ છે રમતગમત પડતી મૂકે એ સુધરી જાય.

વિલાસ

પણ બા, છોકરાઓને રમવુ-ખેલવુ જોઇ એમ તો તુ જ કહેતી હતી ?

બા

હા પણ આખો વખત રમ્યા જ કરવું એમ હું ન્હોતી કહેતી તો ! જ્યારે વાચવાનુ કહ્યુ ં ત્યારે ધ્યાન દઇને વાચવુ જોઇએ રમવાનુ તો છેક

વિલાસ.

પણ ભાઈ કહે છે કે એનાથી વચાતુ નથી તે?

બા

એ તો મૂરખો છે વળી નહિ તે શુ વચાય?

વિલાસ

પણ બા, એને આળસુ થઇને પડયા રહેવુ છે એમ એ કયા કહે છે જે? એને એક ભૂગોળ નથી ભણવી કામ કરવાનુ તો એને ગમે છે ને ખેડુત ને વણકર બનવા પણ એ રાજી છે

બા

ખેડુત ને વણકર? થાય તો! કૂળની આબરૂ ખોવી હશે?!

વિલાસ

પણ એને ભણવાનુ મન નથી થતું તેનુ શું?

બા

મન થાય કે ન થાય અમે કહીએ તેમ એણે કરવુ જ જોઈએ

વિલાસ

પણ બા, એનાથી તે ન થઇ શકે તો?

બા

વિલાસ! તારે પણ વસન્તના જેવા થવું છે કે?

વિલાસ

હા બા મને પણ એવા જ વિચાર થાય છે કે મારે જે ભણવાની મરજી ન હોય તે હુ નહિ ભણું

બા

ત્યારે તુ ઠોઠ રહેશે ને પછી તને પરણુશે કોણુ ?

વિલાસ

હું મોટી થઇશ ને મને છોકરા થશે ત્યારે હુ તો તેમને ભણુવાની ફરજ નહિ પાડુ એમને ભણવું હોય તો ભણે ને ન ભણુવુ હોય તો એવા ભણુતરની જરૂર પણ શી છે ?

બા

(વિલાસને ચિઢવવા) મોટી થા તો ખરી હુ જ તને એમ નહિ કરવા દઉ

વિલાસ

હુ તો એમ જ કરીશ

બા

કરે તો ખરી !

વિલાસ

કરવાની, કરવાની ને હજાર વાર કરવાની !

બા

ત્યારે તને બધા ગાડી કહેશે

વિલાસ

વારૂ, મારે .

# છાપાં.

[ બળવત ઉ ૧૪ નિશાળના પાઠ વાચે છે કુસુમ ઉ ૧૧ લખે છે મજુર ગાસડી લઇને દિવાન-ખાનામા દાખલ થાય છે તેની પાછળ પાછળ ઠાકોર ઉ ૮ આવે છે ]

મજુર

હાસ ! મારો તો બરડો પણ ભાગી ગયો ! બોલો આને કયા મૂકુ ?

બળવત

તને કયા મૂકવાનુ કહ્યુ'તુ ?

મજુર

શેઠે તો કહ્યુ કે 'દિવાનખાનામા લઇ જઇને મૂકજે. હુ હમણા તારી પાછળ જ આવ્યો'.

બળવંત

ઠીક ત્યારે પેલા ખૂણામા એક બાજુએ ગોઠવીને

મૂક

(બળવત વાચવા માંડે છે મજુર ગાસડી ઉતારે છે ને નિસાસો ખાય છે)

કુસુમ

એ શુ છે, ભાઇ ?

બળવંત

"સત્ય"–છાપુ છે

ઠાકોર

પણ 'સત્ય એટલે તો સાચુ ને ? (કોઇ સાભળતું નથી)

કુસુમ

પણ છાપાની આવડી મોટી ગાંસડી ?

બળવતઃ

હાસ્તો. આખા વરસના છેને (પાછો વાચવા મડે છે)

ઠાકોર

આ બધુ કેવી રીતે લખતા હશે ?

મજુર

જેને લખવુ પડ્યુ હશે તેના તો બિચારાનાં હાથ ને આખ બેઉ ગયા હશે !

કુસુમ

કેમ, એમ શા પરથી કહે છે ?

મજુર

જુઓને, ઝીણાઝીણા અક્ષર ને આટલું બધું લખવાનું તે—

બળવંત

ડોસા, એ તો છાપેલુ છે–છાપેલુ ! ( હસે છે )

કુસુમ

( બળવંતને ) તે, બાપા આ બધા છાપાને શુ કરવાના હશે ?

બળવંત

કોણ જાણે કદાચ કોઇના લેખો વાચવા હશે

કુસુમ

પણ લલ્લુ કાકા તો કહેતા હતા કે "સત્ય' ના લેખો કચરા જેવા આવે છે ને એને વાચવા પણ ગમતા નથી

બળવંત

લલ્લુ કાકા તો એમ જ કહેને "સત્ય" એમને ગમતુ જ નથી ને એ તો સત્યપ્રકાશ " મગાવે છે

ઠાકોર

પણ ત્યારે લલ્લુ કાકાનુ "સત્યપ્રકાશ" પણ આ "સત્ય" જેવડુ છે ?

કુસુમ

અરે આના કરતા તો ઘણુ જ મોટુ "સત્ય" વરસ દિવસ થયા જ શરૂ થયુ છે ને "સત્યપ્રકાશ" તો આજે વીસ વર્સ થયા નિકળે છે!

ઠાકોર

ત્યારે તો આના કરતા વીસ ગણુ હશે કેમ?

કુસુમ

(ઠાકોરને છક કરી નાખવાના ઇરાદાથી) અરે એમાં તે શુ મોટુ છે? આ તો બેજ છાપા થયા પણ એવા તો આખા દેશમા ત્રીસ–પાત્રીસ છે!

બળવંત

(ચોપડીમાથી ઉચ્ચુ જોયા વિના જ) ત્રીસ–પાત્રીસ! કુસુમ, તને તો કઇ જ ખબર નથી આખા દેશમાથી તો સેકડો છાપાઓ બહાર પડે છે ને બીજા દેશોના ગણીએ તો તો હજારો ને લાખો થવા જાય!

ઠાકોર

તેનાથી તો આ ઓરડો પણ ભરાઈ જાય!

બળવંત

અરે ઓરડામા તો માય સુધ્ધા નહિ આપણી આખી શેરી ભરાઇ જાય એટલા છાપા બધુ મળીને

નિકળતા હશે !—પણ હવે મને વાચવા દો. કાલે મારે પરીક્ષા છે ને તમે તો વાત જ કરાવ્યા કરશો.
(પાછો વાચવા માંડે છે)

ઠાકોર

એ લોકો આ બધુ લખવામા વખત શા માટે બગાડતા હશે ?

કુસુમ

એમાં વખત શાનો બગડે ?

ઠાકોર

કેમ વળી વખત તો બગડેસ્તો કારણ કે જો એ સાચુ કહેતા હોય તો ફરી ફરીને તેનુ તે કહેવાની શી જરૂર છે ને જૂઠુ હોય તો તો લખવુ જ ન જોઇએ

કુસુમ

વાહ !

ઠાકોર:

ત્યારે એ લોકો આટલુ બધુ ઢગલાબંધ લખતા શા માટે હશે ?

બળવત

એટલું વાચીએ નહિ તો પછી સત્ય શુ છે

તે ક્યાથી સમજાય ?

ઠાકોર

પણ બાપા કહે છે કે " સત્ય " સાચી વાત કહે છે ને લલ્લુ કાકાને તો " સત્ય " વાચવુ'યે ગમતુ નથી ને એ તો કહે છે કે " સત્યપ્રકાશ " લખે છે તે જ સાચુ ! ત્યારે સત્ય શુ છે તે કેવી રીતે સમજાય ? " સત્ય " અને " સત્યપ્રકાશ " બેઉના અર્થ તો એકજને ?

કુસુમ

ઠાકોર કહે છે તે મને પણ ખરૂ લાગે છે આટલા બધા છાપાઓ અને ચોપડીઓની આપણને શી જરૂર છે ?

બળવંત

કુસુમ ! તુ પણ કેવી અક્કલ વગરની—છેક બૈરા જેવી વાત કરે છે !

કુસુમ

હુ એમ કહુ છુ કે આટલુ બધુ વાંચીએ તો નકામો ગૂચવાડો ઉભો ન થાય ?

બળવંત

પણ હરેકને કઇને કઇ નવુ કહેવાનુ હોયને ?

પરમેશ્વરે બુધ્ધિ બધાને આપી છે એટલે એકાદ જણાને પણ સત્ય હકીગત કદાચ જડી આવે

ઠાકોર:

પણ ત્યારે સૌને બુદ્ધિ હોય તો સૌ પોતપોતાને માટેજ સત્ય કેમ ન શોધી લે ?

બળવંત

ઓહો વાહરે તારી અકકલ ! ઝટ દઇને તે તો ગૂચવણનો નિકાલ કાઢી નાંખ્યો, કેમ ?—પણ મહેરબાની કરી હવે તમે પાસેના ઓરડામા જઇને રમો ને મને વાચવા દો નહિ તો હુ નાપાસ થઇશ !

## કુળા.

[ ચંદા અને બાકુ ઘરના નોકર મીરા નિશાળે ભણતી છોકરી નિશાળનો વખત થવા આવ્યો છે મોહન હંસાને લઇને નિશાળે જવા મીરાને ત્યા આવે છે ]

ચંદા

( મોહનને ) કેમ હજી હમણા જ ઉઠયો કે શુ ?

મોહન

એ તો કાલે નાટક જોવા ગયો હતો તે જરા મોડું ઉઠાયુ

ચંદા

ત્યારે તો ઘેર આવતા બહુ મોડુ થયુ હશે ?

બાલુ

નાટકમા તો હમેશા એમ જ થાય.

ચદ્રા

કહે છે કે વીરસેન બને છે તે બહુ સારૂ ગાય છે!

મોહન

કોણે કહ્યુ? એવા અર્થ વિનાના ગગડાને ગાયન જ કોણ કહે? આખા નાટકમા લઢાઈ ને બૂમ બરાડા બસ બીજુ કઇ મળે જ નહિ મને તો એ ના ગમ્યુ

મીરાં

પણ ત્યારે લોકો તો ખૂબ જોવા જાય છે!

ચદ્રા

ને આવક પણ સારી થાય છે.

મોહન

હા, જુઓને કાલે જ એક હજારનો 'હાઉસ' થયો.

બાલુ

એક હજાર રૂપીયા! એ બધા પૈસા કો'ની પાસે જતા હશે?

મોહન

કો'ની પાસે તે એકટરો પાસે એક એકટરને તો મહિને દા'ડે હજાર રૂપીયાનો પગાર મળે છે.

બાલુ

બાપરે ! હજાર રૂપીયા ! મારા જેવો તો આખી જીન્દગી વૈતરૂં કરી કરીને મરી જાય તો પણ હજાર રૂપીયા નહિ દેખે !

[ છઠ્ઠા વર્ગની નલિની આવે છે ]

નલિની

મીરા છે કે ?

મીરાં

હા, આવને નલિની ! અમે પણ તારી જ વાટ જોતા હતા.

નલિની

એ હજાર રૂપીયાની તમે શું વાત કરતા હતા ?

મીરાં

આ મોહન કાલે નાટક જોવા ગયો'તો તે કહે છે કે એકટરોને ને ગાનારાઓને તો હજાર હજાર રૂપીયા પગાર મળે છે તે બાલુ નથી માનતો એટલો મોટો પગાર એમને કોઇ આપતું હશે ? તને ખબર છે ?

નલિની

અરે એમાં શું ? બીજા દેશોમાં તો એમને એથી પણ વધારે પગાર મળે છે એક વખત એક ગવૈયાને ગાવા માટે યુરોપથી અમેરીકા બોલાવ્યો હતો, તેણે એક લાખ રૂપીયા લીધા હતા ! અને એવા તો ત્યા હજારો છે ગઇ કાલે જ મોટાભાઇ છાપામાથી વાચતા હતા કે એક જણની તો આગળીના નખના જ પચ્ચીસ હજાર રૂપીયા ઉપજ્યા !

ચદ્રા

તે એ બધુ ખરૂ હશે કે ?

બાલુ

છાપામા તો બધી ગપો જ હોય છે.

નલિની

હું તો જે છાપામા આવ્યુ છે તે કહું છું, તમારે માનવુ હોય તો માનો ને નહિ તો મારે શુ

બાલુ

પણ નખના પચ્ચીસ હજાર રૂપીયા તે કોણ આપે?

નલિની

કારણ કે તેની આગળીનો વીમો ઉતરાવ્યો

હતો; તે એના નખને જરા ઈજા થઇ ને એનાથી પીઆનો વગાડી ન શકાયો, એટલે એને નુકશાની બદલ પચ્ચીસ હજાર વીમાના મળ્યા !

બાલુ

જા, જા એમ તે કઇ હોય ?

(પાસેના ઓરડામાથી કોલેજનો વિદ્યાર્થી રમેશ આવે છે)

રમેશ

તમે લોકો હજી ગયા નથી કે? અહીં શુ કરોછો ?

(મીરા તેને બધી વાત પહેલેથી જ કહી સભળાવે છે)

રમેશ

એ નખની વાત તો કઈ જ હિસાબમા નથી પેરીસમા એક નાચનારીએ પોતાના પગનો બે લાખ રૂપીયાનો વીમો ઉતરાવ્યો છે—એટલે કે તેના પગને કઇ નુકશાન થાય ને એનાથી કામ ન થઇ શકે તો એને બે લાખ રૂપીયા મળે !

બાલુ

મને તો લાગે છે કે આવી નજીવી બાબતમા આટલા બધા પૈસા ખરચાવા નહિ જોઇએ

રમેશ

પણ એ જે કામ કરે છે તે તો આખી દુની

આમાં પણ કોઈથી થઇ શકતુ નથી !

બાલુ

એને તમે 'કામ' કહો છો ?

નલિની

ને એ શિખતાં કેટલા વરસ થયાં હશે તેનો કંઈ વિચાર કર્યો ?

મોહન

પણ એ લોકોએ એવુ શિખવું જ શા માટે જોઇએ ?

બાલુ

એમ નાચવાથી ને ગાવાથી શો લાભ થાય ?

રમેશ

તમે તો છેક જ અભણ છો કળા વસ્તુ કેટલી ઉચ્ચ છે તે તમને ક્યાથી સમજાય ?

બાલુ

અમને તો એટલુ સમજાય છે કે આવા નકામા કામમા લાખો રૂપીયા બરબાદ કરવા એ ચોકુખી મૂરખાઇ જ છે. અમે મેળવીએ છીએ તેમ તનતોડ મહેનત કરવાથી જ જો પૈસા મળતા હોત તો દુનીઆમા આવા ગવૈયાઓ ને નાચનારીઓ હોત જ નહિ !

રમેશ

તમને લોકોને તો કંઈ જ ખબર નથી. એમ તો ત્યારે તમારા મને રવિવર્મા ને ગોહુરજાન તદ્દન નકામા, કેમ ?

નલિની

અમને પણ હવે તો આ બાલુ કહે છે તે જ ખરૂ લાગે છે !

મોહન

ચાલો, આમ ને આમ વાત કર્યા કરશો તો ઘંટ પણ વાગી જશે ને તમને મોડુ થશે

( છોકરાઓ નિશાળે જાય છે )

## વિજ્ઞાન.

[ નરેશ ઉ ૧૫, વિનાયક ઉ ૧૬, ભાનુ ઉ ૮ અને યશ ઉ ૬ ]

**નરેશ**

સંસ્કૃત સાહિત્યમાં જે કંઈ સરસ ને કિંમતી છે તેના ભાષાન્તરો મળી શકે છે તો પછી એ જડબાતોડ ભાષા શિખવા શા માટે માથાકૂટ કરવી જોઈએ ?

**વિનાયક**

રામાયણ, શાકુન્તલ વિગેરે કાવ્ય--ગ્રન્થોની ખરી ખૂબી તો અસલ સંસ્કૃત વાંચવાથી જ સમજી શકાય. ગમે તેવાં સારાં હોય છતાં ભાષાન્તર તે આખરે તો ભાષાન્તર જ !

**નરેશ**

પણ ધારો કે કોઈને એ વાંચવા જ ન હોય તો ? લોને મને જ એ રામાયણની જરા યે દરકાર નથી.

યશ

રામાયણ શુ છે?

નરેશ

એક વાર્તા માત્ર

વિનાયક

એમ ગણીએ તો પણ આખી દુનીઆમાં એના જેવી બીજી કેટલી વાર્તાઓ છે?

બાબુ

પણ એ રામાયણમા એવુ તે શુ છે?

નરેશ

કંઈ જ નહિ મે કહ્યુ ને, માત્ર બીજી વાર્તાઓ જેવી વાર્તા જ.

વિનાયક -

અને છતા એ 'વાર્તા' વાચ્યા વિના તમને પુરાતત્ત્વનો ખરો ખ્યાલ કદી પણ આવી જ ન શકે

નરેશ

મારા ધારવા પ્રમાણે તો ધર્મની પેઠે આ પુરાતત્ત્વ પણ તર્ક અને વહેમથી ભરપૂર માત્ર એક હવાઈ ખ્યાલ જ છે.

વિનાયક:

(ગુસ્સે થઇ) ધર્મમા ભલે જુઠ્ઠાણું ને વિચિત્રતા ચાલી શકે પણ આ તો પુરાતન સમયનો ઇતિહાસ છે—દુનીઆનુ ડહાપણ છે

બાજુ:

ભાઇ, ધરમ એટલે જુઠ્ઠાણુ ?

વિનાયક

તમને એ બધુ નહિ સમજાય !—ને તમે અહીં શુ કરો છો ? જાવ, બહાર જાવ

યશ

પણ તમને ન સમજાય તે કદાચ અમે સમજી શકીએ !

વિનાયક

વારૂં ત્યારે, એક બાજુએ મૂગામૂગા બેસી રહો ને અમને અમારી વાત કરવા દો (નરેશને) તું એમ કહે છે કે પ્રાચીન ભાષાઓને આપણા જીવન સાથે કઇ જ સંબધ નથી પણ ત્યારે તો તમારા ખગોળ, રસાયણુ ને જતુશાસ્ત્રને માટે પણ એમ જ કહી શકાય આકાશમાના ગૃહ, તેમના કદ અને અતર—ને એવી એવી નકામી વાતો જાણવાથી શો ફાયદો ?

નરેશ

વિજ્ઞાન જેવી વસ્તુને તુ નકામી કહે છે ? !

વિનાયક

હાસ્તો દાખલા તરીકે ખગોળનો જીવનમા શો ઉપયોગ ?

નરેશ

/ કેમ, ઘણો યે ખલાસીઓને જ એ કેટલુ જરૂરી ?

વિનાયક

પણ આપણા ખલાસીઓ ખગોળ કે દા'ડે ભણ્યા હોય છે જે ?

નરેશ

તે ઉપરાંત વિજ્ઞાનનો ખેતીવાડી, વૈદક, વેપાર વિગેરેમા પણ વ્યવહારૂ ઉપયોગ થઇ શકે

વિનાયક

હા. ને લઢાઇ વખતે દારૂગોળા બનાવવામા પણ ઉપયોગ થઇ શકે, ખરૂ ને ? એવા જ્ઞાનથી જો લોકોની જીન્દગી સુધરતી હોય તો—

નરેશઃ

પણ ત્યારે તમારૂ સસ્કૃત પણ કયા લોકોને સુધારી શકે છે ?

બાબુ

તે ભાઈ, કેવા જ્ઞાનથી લોકો સુધરી શકે ?

વિનાયક

બાબુ ! તને એક વખત તો કહ્યુ કે અમે લોકો અમારા કામની વાત કરતા હોઈએ ત્યા તમારે માથુ નહિ મારવુ દર વખત તારે તો કઇ ને કઇ અક્કલ વગરનુ કહેવાનુ હોય છે જ

બાબુ

અક્કલ વગરનુ હોય કે અક્કલવાળુ પણ અમને જરા સમજાવો તો ખરા કેવી જાતના જ્ઞાનથી લોકો સુધરી શકે ?

નરેશ

એવુ તો કોઇ પણ જ્ઞાન કે વિજ્ઞાન છે જ નહિ જીન્દગી તો સૌએ પોતપોતાની મેળે જ સુધારવી જોઇએ

વિનાયક

તુ એ લોક સાથે નકામી માથાફોડ શુ કામ કરે છે ? એમને એ વાતમા સમજ નહિ પડે.

નરેશ

વિજ્ઞાનની વાત તમારે શા કામની છે ?

બાબુ

પણ એમ તો વિજ્ઞાનની જ શી જરૂર છે ?

યશ

અમે મોટા થઈશુ ત્યારે જરૂર વિનાની વસ્તુઓ શિખીશુ જ નહિ

બાબુ

હા અમે તો અમારે વધુ સારી રીતે કેમ જીવવુ તે જ શિખીશુ

વિનાયક

(હસે છે) જોયા કે મોટા ડહાપણના પૂતળાં

## છોકરાં.

(શેઠાણી, સુરેશ ઉ ૧૫ અને રમા ઉ ૭ ઓરડામા બેઠા છે ત્યા શેરીમાની ગરીબ ડોસી આવે છે )

શેઠાણી

કેમ ડોસી ?

ડોસી

બાઈ, વારે ઘડીએ તમારી પાસે આવતા મને તો શરમ આવે છે પણ—

શેઠાણી

પણ કહે તો ખરી, શુ છે તે

ડોસી

બાઇ, મારી છોકરીને, છે તે-કાલે છોકરો આવ્યો છે ને સુવાવડ કરવા મારી પાસે પૈસા નથી.

શેઠાણી

પણ હમણા તો તારી છોકરીને કઇ આવ્યુ હતુ ? !

ડાસી

હા બાઈ ગયે વરસે કારતક મહિને છોકરી આવી'તી

શેઠાણી

તે ડાસી, હવે તારા ઘરમા કેટલા છોકરા થયાં ?

ડાસી

ઓ બાઇ સાહેબ, ગણાય નહિ એટલા ! કોઇ લઇ જાય તો એમાથી અડધા આપી દઉ !

શેઠાણી

પણ તારે ત્યા બધુ મળીને કેટલાં છોકરા થયાં ?

ડાસી

સાત, બેન, સાત ! ને બધાં જ જીવે છે ! પ્રભુ હવે તો થોડાક પાછા લઇ લે તો સારૂ !

શેઠાણી

ના, ડાસી, એમ ન બોલાય, હ

ડાસી

ત્યારે શુ કરૂ ? બાઈ, મારી પાસે તો પુરી

બહામ પણ નથી છોકરાઓ પણ બધા નાનાનાના છે ને જમાઇ નોકરી પર ગયો છે છતા કઇ મોકલતો નથી બાઈ સાહેબ, મારી તો હવે ઉમ્મર થઈ ને આ છોકરી તો હમેશા જ સુવાવડી રહે છે એનાથી તે બિચારીથી કેટલુક કામ થાય? બધુ મારે એકલે હાથે કરવુ પડે છે ને પેલા છોકરા તો આખો દા'ડા ખાવાના માટે બૂમાબૂમ કરી મૂકે છે. બેન, મારા પર દયા કરો!

શેઠાણી:

ખરેખર કહે છે? તારી છોકરીને સાત છોકરા છે?!

ડોસી

હા બાઈ જૂઠુ શુ કામ બોલુ? સૌથી મોટી છોકરી આઠ વરસની થઈ છે ને તે કઇક મદદ લાગે છે બાકી બીજાં તો બધા છેક નાના છે!

શેઠાણી

પણ ડોસી, તારે ત્યા જ આટલા બધા છોકરા કેમ છે?

ડોસી

બાઈ, એ તે કઈ આપણા હાથની વાત છે? દસ

બાર મહિને એનો વર નોકરી પરથી રજા લઇને આવે છે ને–બેન, હવે તો એ કઇક ખૂબ દૂર નોકરીએ જાય તો ઠીક !

શેઠાણી

ઘણાને છોકરા થતા નથી ને થાય છે તો મરી જાય છે તેનુ તેઓ દુ ખ રડે છે ને તમને જોઇએ તે કરતા વધારે છોકરા છે તેનુ તમને દુ ખ છે !

ડોસી

બાઇ, એટલા બધા વધારે કે હવે તો મારાથી એમનુ પોષણુ પણ નથી થતુ ! મારા પર દયા કરો.

શેઠાણી

(પેટીમાથી દસ રૂપીયાની નોટ લાવી ડોસીને આપે છે) લો, હવે ફરીને ન આવતી, સમજી !

ડોસી

ઇશ્વર તમારૂ ભલુ કરો (ડોસી જાય છે)

રમા

બા, આમ કેમ હશે ? કોઇને છોકરા હોય છે ને કોઇને નથી હોતા ! તને છે, કાકીને છે, ને શારદા બેનને તો નથી !

શેઠાણી

કારણુ કે શારદા હજી પરણી નથી

રમા

તે બા, પરણ્યા પહેલા છોકરા ન થાય?

શેઠાણી

ના, બેન, પરણ્યા પછી જ થાય.

રમા

બધાને જ થાય, બા?

શેઠાણી,

ના આપણો ભટ પરણ્યો છે છતા એને છોકરાં નથી

રમા

પણ ત્યારે બા, એમ ન થઇ શકે કે જેને છોકરા જોઇએ તેને થાય ને ન જોઇએ તેને ન થાય?!

સુરેશ

કેવી ગાડી છે!

રમા.

ગાડી શાની? આ ડોસીની છોકરીને આટલા બધા છોકરા છે તે હવે પછી એને છોકરા થાય જ નહિ - એવુ ન થઈ શકે?

સુરેશ

રમા, તુ તો કંઈજ સમજતી નથી બધી ગાંડી-ગાંડી વાત કરે છે.

રમા

હે, બા, તું કહેને, એમ ન થાય ?

શેઠાણી

હુ કેવી રીતે કહુ બેન, અમને જ એ વિશે પૂરી ખબર નથી

રમા

ના, બા, કહેને ?

શેઠાણી

ઇશ્વર આપે તેટલા છોકરા થાય

રમા

પણ છોકરા કેવી રીતે થાય છે, બા ?

સુરેશ

એ તો પરીઓ આકાશમાથી આવીને મૂકી જાય છે ! (હસે છે)

રમા

(ચિઢાઇને) પણ એમા એવુ હસવાનુ શુ છે ? બા, મને તો લાગે છે કે આ ડોસીને ત્યા ખાવાનુ નથી તો હવે એને ત્યા છોકરાં ન જ થવા જોઇએ.

( ઘરમા કામકાજ કરનારી રામી આવે છે, તેને જોઇ ) બા, આ રામીને છોકરા કેમ નથી !

શેઠાણી

રામી ક્યા પરણી છે જે ?

રમા

બસ ત્યારે, જેને રામીની પેઠે છોકરા વ્હાલાં ન હોય તેણે તો પરણવુ જ ન જોઇએ

( શેઠાણી અને સુરેશ રામી સામે જોઇને હસે છે રામી ડોળા કાઢતી ત્યાથી ચાલી જાય છે)

જોને, છોકરા પર છોકરા થયા જાય ને તેને માટે ખાવાનુ સુદ્ધા ન મળે !

(શેઠાણી ને સુરેશ એકમેકની સામે મૂગામૂગા જોઇ રહે છે )

રમા

હુ મોટી થઇશ ત્યારે પરણીશ તો ખરી પણ ઇશ્વરને કહીશ કે મને એક છોકરો ને એક છોકરી જ આપજે બસ, એથી વધારે નહિ કારણ કે છોકરા હોય ને તેને ચાહીએ નહિ તે કેમ બને ? હુ તો મારા છોકરાને એવા ચાહીશ ! કેમ બા ?

(ખુરસી પર પડેલી ઢીંગલીને હાથમા લઇ બહાર રમવા જતી રહે છે )

### શેઠાણી

બાળકો પાસેથી પણ આપણને કેટલું બધું શિખવાનું છે? આ રમા કહે છે તે ખરૂ છે શા માટે લોકો આમ વગર વિચારે પરણી જતા હશે? જો માબાપ પોતાની ફરજ અને સ્થિતિ સમજે તો આમ ઢગલાબંધ છોકરા થાય નહિં ને તેમને ભૂખે મરવુ ન પડે ને બાળકના જન્મને પ્રભુના નવા અવતાર પેઠે વધાવવાનો ઉમગ પણ ત્યારે જ થાય માણસો બાળકોના સુખ ખાતર પણ નીચ વિલાસને કેમ રોકતા નહિ હોય? !



"અવધિ, ભગવન્!
બાલકોના બોલ તો કારમીક
અજમર વાણી ઉચ્ચરે છે,
આત્માને યે વ્હલોવી નાંખે છે."

—ન્હાનાલાલ કવિ.

They clamour and fight, they doubt and despair, they know no end to their wranglings.

Let your life come amongst them like a flame of light, my child, unflickering and pure, and delight them into silence

They are cruel in their greed and their envy, their words are like hidden knaves thirsting for blood

Go and stand among their scowling hearts, my child, and let your gentle eyes fall upon them like the forgiving peace of the evening over the strife of the day

Let them see your face, my child, and thus know the meaning of all things, let them love you and thus love each other

Come and take your seat in the bosom of the limitless, my child At sunrise open and raise your heart like a blossoming flower, and at sunset bend your head and in silence complete the worship of the day

—*Tagore*

Oh! how precious to me have been the prattlings of little children, and those subtle questions and those still subtler replies that I have heard coming from their spotless lips, and have listened to as to oracular breathings! How true the words, "Out of the mouth of babes and sucklings hast thou ordained strength" ay, strength of insight, to which that of most philosophers and theologians is abject weakness and folly Their utterances sometimes far transcend the thoughts of the highest genius —*Gilfillan*

If you do not know the proper answer to the questions put to you by children say so at once, though it may be painful to do so Better anything than tell your children a falsehood On the other hand, let your replies rather lead your child to further inquiry than make them satisfy it entirely Nothing can be more foolish than to say, "Children should not ask questions" —*Mrs Pullen*

## માબાપોને

તમારી જંજાળ તો દિવસે દિવસે વધતી જ જાય છે. એટલે બાળકોની તમે સંભાળ પણ લઈ શકતા નથી બાળકોને નવનવી વાતો સાંભળવી, બહાદુર પુરૂષોનાં જીવન વાચવા, નવી નવી સ્હેલગાહ કરવી, કાલીઘેલી કવિતાઓ વાચવી વગેરે બહુ ગમે છે તે માટે તો તમારે—

## “ બાળક ”

નામનું દ્વિમાસિક પત્ર તમારા બાળકોના હાથમાં આપવું જ જોઇએ

વાર્ષિક લવાજમ માત્ર રૂ૦

( પો. સાથે )

પરદેશ માટે ત્રણ શિલીંગ

લખો —

**ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ**

સંપાદક— “બાળક”, ગોધરા.

ખાસ ઘટાડો અલભ્ય લાભ

# યુગધર્મ ગ્રન્થમાળા

(લવાજમ રૂા. ૪-૮-૦ પોસ્ટેજ સાથે-પૃ. ૧૨૦૦)

આ ગ્રન્થમાળામાંથી પ્રકાશિત થતા ગ્રન્થો બહુ સાવધાનીથી અને વિચારપૂર્વક પસંદ કરેલા હોય છે અત્યાર સુધીમાં બહાર પડેલ દરેક ગ્રન્થની પ્રસિદ્ધ સમાલોચકો અને વિદ્વાનો દ્વારા પ્રશંસા થયેલી છે. પુસ્તકોનો વિષય, ભાષા, કાગળ, છપાઇ, બાઇન્ડીંગ બધી રીતે ઉત્તમ હોય છે

## બીજા વર્ષનાં પુસ્તકો

**દુનીઆ શું માગે છે?**—યુરોપના શંકરાચાર્ય રાલ્ફ વાલ્ડો ટ્રાઇન કૃત એક અદ્‌ભુત પુસ્તકનો ભાવપૂર્ણ અનુવાદ. (બીજા વર્ષના પ્રથમ પુસ્તક તરીકે કારતક માસમાં બહાર પડશે.)

**નરસિંહ મહેતા:**—નરસિંહ મહેતાની કાવ્ય પ્રસાદી.

**સંત કબીર:**—કબીરના કાવ્યોનો સંગ્રહ, તેમના સંક્ષિપ્ત જીવન ચરિત્ર સાથે.

**ભાસનાં એકાંકી નાટકો:**—કવિવર્ય ભાસના નાટકોનો સંગ્રહ

આ સિવાય વધુ પસંદગી ચાલુ હોઇ સુંદરમાં સુંદર પુસ્તકોજ ખાસ અભ્યાસીઓ પાસેથી તૈયાર કરાવી બહાર પાડવામાં આવશે.

**જે ગ્રાહકો હાલ અમારા ગ્રાહક છે તેમણે ગ્રાહક તરીકે ચાલુ રહી, બીજાઓને પણ બનાવવા પ્રયત્ન કરવા નમ્ર વિનંતિ છે.**

વ્યવસ્થાપક.